।। जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।

www.kutchmitradaily.com

# કચ્છમિત્ર

શનિવાર ■ તા. ૨૮/૦૭/૧૨ | પાના ૧૬ ■ કિંમત : રૂા. ૩

સંવત : ૨૦૬૮ ■ શ્રાવણ સુદ ૯ ■ વર્ષ : ૬૬ ■ અંક : ૮
KUTCHMITRA ■ BHUJ ■ 28-07-12 ■ SATURDAY

ફોન : ૨૫૨૦૮૯ થી ૯૨ ■ ફેક્સ : ૨૫૦૨૭૧/૨૫૨૦૮૭
Regd. No. G.KCH-3/2008-2011 ■ RNI No. 1554/57



BANGLE UTSAV
રીયલ ડાયમંડ જ્વેલરી
ખાખ્ખોમોતી જ્વેલરી
K.C. Jewellers
Lav-Kush Apartment, Hospital Road, Bhuj. Ph.: 226733, 254733



ગેલની દોઢી સદી : વેસ્ટઈન્ડિઝ ટીમ મજબૂત સ્થિતિમાં ૭

વીજઆંચકાથી બચવા વીજતંત્ર દ્વારા ૨૦ હજાર ગ્રાહકોને નોટિસ ૩

કંડલા-જખૌ વચ્ચે આંતરિક માલ પરિવહન શક્ય : ફ્લોટિંગ ક્રેનની અર્પણવિધિ ૪

નાના કપાયાની શાળાનો લોખંડનો ગેટ પડતાં ફૂમળી વયની બાળકીનું મૃત્યુ ૫


# સુપ્રીમ કોર્ટે મીઠાં ઉદ્યોગની અરજીઓ ફગાવી

realpatidar.com

## હરાજીનો કેપીટીનો રસ્તો ખુલ્લો થયો

ગાંધીધામ, તા. ૨૭ : કંડલા પોર્ટ ટ્રસ્ટ દ્વારા મીઠાંના હેતુ માટે લીઝ ઉપર અપાયેલી જમીનો ૩૦ વર્ષની લીઝ પૂર્ણ થતાં તેને પરત લઇ પુનઃ હરાજી કરવાના દિલ્હી હાઇકોર્ટના માર્ગદર્શનને આધારે કેપીટી દ્વારા તે કાર્યવાહી હાથ ઉપર લેવાતાં જિલ્લા હાઇકોર્ટ અને છેલ્લે સુપ્રીમ કોર્ટ સુધી કાનૂની જંગ ખેલાયો હતો. આજે દેશની સર્વોચ્ચ અદાલતે છ પક્ષકારોની અરજી ફગાવી દેતાં મીઠાં ઉદ્યોગને મરણતોલ ફટકો પડ્યો છે. બીજી તરફ કેપીટી માટે આ જમીનો હરાજી કરવાનો માર્ગ મોકળો થયો છે.

કેપીટીના સત્તાવાર સૂત્રોએ આપેલી માહિતી પ્રમાણે બંદર પ્રશાસને જમીનો પોતાના હસ્તક લઇ લીધા બાદ ખાલી કરાવવાની પ્રક્રિયા શરૂ કરતાં તે નિર્ણયથી નારાજ મીઠાં ઉદ્યોગકારોએ પહેલાં જિલ્લા કોર્ટમાં અને ત્યારબાદ ગુજરાત હાઇકોર્ટમાં અપીલો કરી હતી. કોઇ અદાલતે વચગાળાનો મનાઇ હુકમ આપ્યો નહોતો અને અરજીઓ ફગાવી દીધી હતી.

**લીઝની જમીનોના મુદ્દે ચાલતા કાનૂની જંગમાં છ ઉદ્યોગકારોના કિસ્સામાં પૂર્ણવિરામ**

છેલ્લે હાઇકોર્ટે ૩૨ અરજીઓ ફગાવી દેતાં તે પૈકીના છ ઉદ્યોગકારો દેશની સર્વોચ્ચ અદાલતમાં ગયા હતા. અલબત્ત કેપીટીએ આગોતરી જ કેવીયેટ દાખલ કરી દીધી હોવાથી આજે તેની સુનાવણી હાથ ધરાઇ હતી. કેપીટી વતી ધારાશાસ્ત્રીઓએ કરેલી દલીલોને ગ્રાહ્ય રાખતાં સર્વોચ્ચ અદાલતે ડુંગરશી સોલ્ટ, ઉર્વકુંજ સોલ્ટ, શ્રી લક્ષ્મી સોલ્ટ, ભુવનેશ્વરી સોલ્ટ, રાજેશ સોલ્ટ અને વેસ્ટર્ન સોલ્ટ વર્કસની અરજી એક ઝાટકે ફગાવી દીધી

(જુઓ પાનું ૭)




સમગ્ર વિશ્વની નજર જેના પર મંડાઇ હતી એ ઓલિમ્પિક રમતોત્સવનો લંડનના વિશેષ ઓલિમ્પિક સ્ટેડિયમમાં ઝાકઝમાળભર્યો આરંભ થયો હતો. ઉદ્ઘાટન સમારોહમાં ડેની બોયલના માર્ગદર્શન તળે ગીત-સંગીત અને સાંસ્કૃતિક કાર્યક્રમો તથા લાઇટસ ઇફેક્ટથી લોકો મંત્રમુગ્ધ બન્યા હતા.

# તિવારી જ શેખરના પિતા

નવી દિલ્હી, તા. ૨૭ (પીટીઆઇ) : કોંગ્રેસના વરિષ્ઠ નેતા અને ઉત્તરાખંડના પૂર્વ મુખ્યમંત્રી એન.ડી. તિવારીને જબરદસ્ત પછડાટરૂપ ઘટનાક્રમમાં આખરે છેક ૮૭ વર્ષની વયે રોહિત શેખરના જૈવિક પિતા પુરવાર થતાં ડીએનએ પરીક્ષણના અહેવાલ બાદ તિવારીના 'ધોળામાં ધૂળ' પડ્યા જેવું પરિણામ જાહેર થઇ ગયું છે.

**ડીએનએ પરીક્ષણના હેવાલથી ૮૭ વર્ષના કોંગ્રેસી નેતા માટે ક્ષોભની સ્થિતિ**

કોંગી નેતા નારાયણ દત્ત તિવારીને રોહિતના જૈવિક પિતા જાહેર કરતો ડીએનએ પરીક્ષણ અહેવાલ જાહેર થયા બાદ લાંબી લડાઇ જીતવાના આનંદ સાથે રોહિતે કહ્યું હતું કે, આ જંગ છેલ્લી ઘડી સુધી લડવા અંતિમ શ્વાસ લેતી વખતે મને કહેનાર મારા નાનાના આત્માને આજે શાંતિ મળી હશે. બીજીતરફ રોહિતની

(જુઓ પાનું ૭)

## જમ્મુ-કાશ્મીરમાં ટ્રક ખીણમાં ખાબકતાં ૧૬ અમરનાથયાત્રીના મોત

જમ્મુ, તા. ૨૭ (પીટીઆઇ) : જમ્મુ અને કાશ્મીરમાં સામ્બા જિલ્લામાં ગત રાત્રિના બનેલી ગમખ્વાર દુર્ઘટનામાં અમરનાથ યાત્રીઓથી ખીચોખીચ ભરેલી એક ટ્રક ઊંડી ખીણમાં ગબડી પડતાં ઓછામાં ઓછા ૧૬ યાત્રાળુઓના મોત થયા હતા અને ૧૬ અન્યને ઇજાઓ પહોંચી હતી. હતભાગી

(જુઓ પાનું ૭)

# ખેલ મહાકુંભનો જાજરમાન પ્રારંભ

## રંગારંગ ઉદ્‍ઘાટન સમારંભ સાથે લંડન રોશનીમાં ન્હાઇ ઉઠ્યું : આજથી વિક્રમોની હોડ

નવી દિલ્હી, તા.૨૭ : છેલ્લા સાત વર્ષની આકરી મહેનતના ફળ સ્વરૂપે લંડનવાસીઓની સાથોસાથ ટીવીના માધ્યમથી વિશ્વ આખું આંખો આંજી દેતી આતશબાજીઓ, ટેક્નોલોજીના અદભુત સમન્વયથી રજૂ થયેલા પરફોરમન્સ ઉપરાંત એક મહા આયોજનને છાજે તેવા દમામ સાથે વિશ્વના સૌથી મોટા ખેલ મહાકુંભ લંડન ઓલિમ્પિક્સનો પ્રારંભ થયો છે. ભારતીય સમય અનુસાર શુક્રવારની મોડી રાત્રે લંડનના ઓલિમ્પિક મેદાન પર ગીત-સંગીત અને સાંસ્કૃતિક સમારોહ દરમ્યાન વિધિવત રીતે આ ૩૦મા ઓલિમ્પિકના આરંભની જાહેરાત કરવામાં આવી હતી. વિધિવત ઉદઘાટનની સાથે જ ૨૦૪ દેશના ચુનંદા ખેલાડીઓ દ્વારા પદક હાંસલ કરવા, જૂના વિક્રમો તોડવા અને નવા વિક્રમો પોતાના નામે કરવાની હોડ પણ શરૂ થશે જે

(જુઓ પાનું ૭)


ભચાઉના દાનવીર-સેવાભાવી બહાદુરસિંહને
શ્રદ્ધાંજલિ
સ્વ. શ્રી બહાદુરસિંહ ભરુભા જાડેજા
સ્વ. તા. ૨૭-૭-૧૨, ભચાઉ.
માજી નગરપતિ, ભચાઉ ન.પાલિકા
સમગ્ર શહેર તાલુકાની જનતા આજે આપને નતમસ્તકે વંદન કરી સેવાને યાદ કરે છે.
પ્રભુ આપના આત્માને શાંતિ અર્પે...
• ગિરજાશંકર કે. જોષી
• શાસ્ત્રી અવિનાશ કે. જોષી
અંબાધામ-ભચાઉ.


# અનશનમાં રામદેવ આવ્યા ને ભીડ વધી

**આનંદ કે. વ્યાસ તરફથી**

નવી દિલ્હી, તા. ૨૭ : કોઈ પણ આંદોલનની સફળતા કે નિષ્ફળતાની કસોટી તેમાં કેટલી સંખ્યામાં લોકો જોડાય છે તેના આધારે થતી હોય છે. અણ્ણા હઝારેની હાજરી અનશનના સ્થળ પર હોવા છતાં ગયા વર્ષે જે જનમેદની જોવા મળી હતી તે આ વખતે જોવા મળી નથી. એ બતાવે છે કે અણ્ણાના વર્તમાન આંદોલનમાંથી લોકોનો રસ હવે ઓસરી રહ્યો છે. ટીમ અણ્ણાના વર્તમાન આંદોલનમાં બાબા રામદેવે થોડા પ્રાણ પૂર્યા છે. આંદોલનમાં લોકોની પાંખી હાજરી એવો નિર્દેશ આપી રહી છે કે ટીમ અણ્ણા તેમનું કૌવત ગુમાવી રહી છે. અગાઉ દિવસની શરૂઆતમાં અણ્ણા હઝારેએ પણ એવી કબૂલાત કરી હતી કે ભ્રષ્ટાચારવિરોધી ચળવળને મળી રહેલા ટેકામાં ઓટ આવી છે અને રાજકીય વિકલ્પ શોધવાનો સમય પાકી ગયો છે, પરંતુ ટીમ અણ્ણા અને બાબા રામદેવ વચ્ચે પડેલી તિરાડ સમજી શકાય એવી છે. બાબા રામદેવે ભ્રષ્ટાચાર માટેના ટીમ અણ્ણાના આંદોલનને ટેકો આપ્યો છે અને જણાવ્યું છે કે તેઓ ભ્રષ્ટાચાર સામે આંદોલન કરનારા કોઈને પણ ટેકો આપશે, પરંતુ તેમણે પાંખી હાજરીની ટીકા કરતાં જણાવ્યું હતું કે કોઈ પણ સામૂહિક ચળવળની સફળતા માટે કુલ વસતિના એક ટકા જેટલી વસતિની હાજરીની ભાગીદારી જરૂરી બને છે. તેમણે વધુમાં એમ પણ જણાવ્યું હતું કે ભૂતકાળમાં અને અત્યારે પણ તેઓએ સફળતાપૂર્વક લોકોને એકઠા કર્યા છે. આ દેશના લોકોની હું છેલ્લાં

(જુઓ પાનું ૭)

**જોકે બન્ને વચ્ચેની તિરાડ સ્પષ્ટ છતી થઈ : રાજકીય વિકલ્પ આપવાનો સમય પાકી ગયાનો અણ્ણાનો સંકેત**


અશ્રુભીની શ્રદ્ધાંજલિ
સ્વ. બહાદુરસિંહ ભુરાજી જાડેજા
(માજી નગરપતિ, ભચાઉ)
સ્વ. તા. ૨૭/૭/૧૨ – ભચાઉ
આપના નિધનથી અમોએ એક વડીલ મોભી અને રાહબર ગુમાવ્યા છે. આપનો પ્રેમાળ, માયાળુ સ્વભાવ, કૌટુંબિક ભાવના, સમાજસેવા એ બધા ગુણો ભુલાય તેમ નથી. પ્રભુ આપના દિવ્ય આત્માને શાંતિ અર્પે એ જ પ્રાર્થના.
વર્ધાજી ગાંગજી સોઢા
માનસંગજી વર્ધાજી સોઢા
ચનુભા વર્ધાજી સોઢા
અચલસિંહ મદારસિંહ સોઢા
કેશુભા પબુજી જાડેજા (સરપંચ, ડાભુંડા)
દેવાભાઈ પટેલ (સરપંચ, સઈ)
લાલુભા રાણાજી જાડેજા (ઉપસરપંચ, સઈ)
હમીરસિંહ વર્ધાજી સોઢા (કારોબારી ચેરમેન, રાપર તા.પં.)
ભમરસિંહ પ્રતાપસિંહ સોઢા (માજી સરપંચ, ડાભુંડા)
જશુભા પ્રતાપસિંહ જાડેજા (ઉપસરપંચ, ડાભુંડા)
અલુભા ભેરજી સોઢા
કમલસિંહ અચલસિંહ સોઢા (મંત્રી, રાપર તા. યુવા ભાજપ)
તથા સમસ્ત સોઢા પરિવાર, ડાભુંડા, તા. રાપર.



uninor
realpatidar.com
રોકિંગ રવિવાર
ફ્રી કોલ્સ દર રવિવાર
આખો દિવસ • લોકલ યુનિનોર થી યુનિનોર કોલ્સ
ઓછા ખર્ચે વધુ વાતો
કૉલ 8735050001 | www.uninor.in

See Page 3 & 15


।। जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।

www.kutchmitradaily.com

# કચ્છમિત્ર

શનિવાર ■ તા. ૨૮/૦૭/૧૨

પાના ૧૬ ■ કિંમત : રૂા. ૩

સંવત : ૨૦૬૮ ■ શ્રાવણ સુદ ૯ ■ વર્ષ : ૬૬ ■ અંક : ૮

KUTCHMITRA ■ BHUJ ■ 28-07-12 ■ SATURDAY

ફોન : ૨૫૨૦૮૯ થી ૯૨ ■ ફેક્સ : ૨૫૦૨૭૧/૨૫૨૦૮૭

Regd. No. G.KCH-3/2008-2011 ■ RNI No. 1554/57



Real Patidar
Unravel Truth

Digitally signed by realpatidar.com
DN: cn=realpatidar.com, c=IN, o=realpatidar.com, email=mail@realpatidar.com
Reason: I have reviewed this document
Date: 2025.05.05 18:47:03 +05'30'

K.C. Jewellers
Lav-Kush Apartment, Hospital Road, Bhuj. Ph.: 226733, 254733



ગેલની દોઢી સદી : વેસ્ટઈન્ડિઝ ટીમ મજબૂત સ્થિતિમાં ૭

વીજઆંચકાથી બચવા વીજતંત્ર દ્વારા ૨૦ હજાર ગ્રાહકોને નોટિસ ૩

કંડલા-જખૌ વચ્ચે આંતરિક માલ પરિવહન શક્ય : ફ્લોટિંગ ક્રેનની અર્પણવિધિ ૪

નાના કપાયાની શાળાનો લોખંડનો ગેટ પડતાં ફૂમળી વયની બાળકીનું મૃત્યુ ૫


# સુપ્રીમ કોર્ટે મીઠાં ઉદ્યોગની અરજીઓ ફગાવી

realpatidar.com

## હરાજીનો કેપીટીનો રસ્તો ખુલ્લો થયો

ગાંધીધામ, તા. ૨૭ : કંડલા પોર્ટ ટ્રસ્ટ દ્વારા મીઠાંના હેતુ માટે લીઝ ઉપર અપાયેલી જમીનો ૩૦ વર્ષની લીઝ પૂર્ણ થતાં તેને પરત લઇ પુનઃ હરાજી કરવાના દિલ્હી હાઇકોર્ટના માર્ગદર્શનને આધારે કેપીટી દ્વારા તે કાર્યવાહી હાથ ઉપર લેવાતાં જિલ્લા હાઇકોર્ટ અને છેલ્લે સુપ્રીમ કોર્ટ સુધી કાનૂની જંગ ખેલાયો હતો. આજે દેશની સર્વોચ્ચ અદાલતે છ પક્ષકારોની અરજી ફગાવી દેતાં મીઠાં ઉદ્યોગને મરણતોલ ફટકો પડ્યો છે. બીજી તરફ કેપીટી માટે આ જમીનો હરાજી કરવાનો માર્ગ મોકળો થયો છે.

**લીઝની જમીનોના મુદ્દે ચાલતા કાનૂની જંગમાં છ ઉદ્યોગકારોના કિસ્સામાં પૂર્ણવિરામ**

કેપીટીના સત્તાવાર સૂત્રોએ આપેલી માહિતી પ્રમાણે બંદર પ્રશાસને જમીનો પોતાના હસ્તક લઇ લીધા બાદ ખાલી કરાવવાની પ્રક્રિયા શરૂ કરતાં તે નિર્ણયથી નારાજ મીઠાં ઉદ્યોગકારોએ પહેલાં જિલ્લા કોર્ટમાં અને ત્યારબાદ ગુજરાત હાઇકોર્ટમાં અપીલો કરી હતી. કોઇ અદાલતે વચગાળાનો મનાઇ હુકમ આપ્યો નહોતો અને અરજીઓ ફગાવી દીધી હતી.

છેલ્લે હાઇકોર્ટે ૩૨ અરજીઓ ફગાવી દેતાં તે પૈકીના છ ઉદ્યોગકારો દેશની સર્વોચ્ચ અદાલતમાં ગયા હતા. અલબત્ત કેપીટીએ આગોતરી જ કેવીયેટ દાખલ કરી દીધી હોવાથી આજે તેની સુનાવણી હાથ ધરાઇ હતી. કેપીટી વતી ધારાશાસ્ત્રીઓએ કરેલી દલીલોને ગ્રાહ્ય રાખતાં સર્વોચ્ચ અદાલતે ડુંગરશી સોલ્ટ, ઉર્વકુંજ સોલ્ટ, શ્રી લક્ષ્મી સોલ્ટ, ભુવનેશ્વરી સોલ્ટ, રાજેશ સોલ્ટ અને વેસ્ટર્ન સોલ્ટ વર્કસની અરજી એક ઝાટકે ફગાવી દીધી

(જુઓ પાનું ૭)

LONDON ઓલિમ્પિક 2012

સમગ્ર વિશ્વની નજર જેના પર મંડાઇ હતી એ ઓલિમ્પિક રમતોત્સવનો લંડનના વિશેષ ઓલિમ્પિક સ્ટેડિયમમાં ઝાકઝમાળભર્યો આરંભ થયો હતો. ઉદ્‌ઘાટન સમારોહમાં ડેની બોયલના માર્ગદર્શન તળે ગીત-સંગીત અને સાંસ્કૃતિક કાર્યક્રમો તથા લાઇટસ ઇફેક્ટથી લોકો મંત્રમુગ્ધ બન્યા હતા.

# તિવારી જ શેખરના પિતા

નવી દિલ્હી, તા. ૨૭ (પીટીઆઇ) : કોંગ્રેસના વરિષ્ઠ નેતા અને ઉત્તરાખંડના પૂર્વ મુખ્યમંત્રી એન.ડી. તિવારીને જબરદસ્ત પછડાટરૂપ ઘટનાક્રમમાં આખરે છેક ૮૭ વર્ષની વયે રોહિત શેખરના જૈવિક પિતા પુરવાર થતાં ડીએનએ પરીક્ષણના અહેવાલ બાદ તિવારીના 'ધોળામાં ધૂળ' પડ્યા જેવું પરિણામ જાહેર થઇ ગયું છે.

**ડીએનએ પરીક્ષણના હેવાલથી ૮૭ વર્ષના કોંગ્રેસી નેતા માટે ક્ષોભની સ્થિતિ**

કોંગી નેતા નારાયણ દત્ત તિવારીને રોહિતના જૈવિક પિતા જાહેર કરતો ડીએનએ પરીક્ષણ અહેવાલ જાહેર થયા બાદ લાંબી લડાઇ જીતવાના આનંદ સાથે રોહિતે કહ્યું હતું કે, આ જંગ છેલ્લી ઘડી સુધી લડવા અંતિમ શ્વાસ લેતી વખતે મને કહેનાર મારા નાનાના આત્માને આજે શાંતિ મળી હશે. બીજીતરફ રોહિતની

(જુઓ પાનું ૭)

## જમ્મુ-કાશ્મીરમાં ટ્રક ખીણમાં ખાબકતાં ૧૬ અમરનાથયાત્રીના મોત

જમ્મુ, તા. ૨૭ (પીટીઆઇ) : જમ્મુ અને કાશ્મીરમાં સામ્બા જિલ્લામાં ગત રાત્રિના બનેલી ગમખ્વાર દુર્ઘટનામાં અમરનાથ યાત્રીઓથી ખીચોખીચ ભરેલી એક ટ્રક ઊંડી ખીણમાં ગબડી પડતાં ઓછામાં ઓછા ૧૬ યાત્રાળુઓના મોત થયા હતા અને ૧૬ અન્યને ઇજાઓ પહોંચી હતી. હતભાગી

(જુઓ પાનું ૭)

# ખેલ મહાકુંભનો જાજરમાન પ્રારંભ

## રંગારંગ ઉદ્‌ઘાટન સમારંભ સાથે લંડન રોશનીમાં ન્હાઇ ઉઠ્યું : આજથી વિક્રમોની હોડ

નવી દિલ્હી, તા.૨૭ : છેલ્લા સાત વર્ષની આકરી મહેનતના ફળ સ્વરૂપે લંડનવાસીઓની સાથોસાથ ટીવીના માધ્યમથી વિશ્વ આખું આંખો આંજી દેતી આતશબાજીઓ, ટેક્નોલોજીના અદભુત સમન્વયથી રજૂ થયેલા પરફોર્મન્સ ઉપરાંત એક મહા આયોજનને છાજે તેવા દમામ સાથે વિશ્વના સૌથી મોટા ખેલ મહાકુંભ લંડન ઓલિમ્પિક્સનો પ્રારંભ થયો છે. ભારતીય સમય અનુસાર શુક્રવારની મોડી રાત્રે લંડનના ઓલિમ્પિક મેદાન પર ગીત-સંગીત અને સાંસ્કૃતિક સમારોહ દરમ્યાન વિધિવત રીતે આ ૩૦મા ઓલિમ્પિકના આરંભની જાહેરાત કરવામાં આવી હતી. વિધિવત ઉદઘાટનની સાથે જ ૨૦૪ દેશના ચુનંદા ખેલાડીઓ દ્વારા પદક હાંસલ કરવા, જૂના વિક્રમો તોડવા અને નવા વિક્રમો પોતાના નામે કરવાની હોડ પણ શરૂ થશે જે

(જુઓ પાનું ૭)

# અનશનમાં રામદેવ આવ્યા ને ભીડ વધી

**આનંદ કે. વ્યાસ તરફથી**

નવી દિલ્હી, તા. ૨૭ : કોઈ પણ આંદોલનની સફળતા કે નિષ્ફળતાની કસોટી તેમાં કેટલી સંખ્યામાં લોકો જોડાય છે તેના આધારે થતી હોય છે. અણ્ણા હઝારેની હાજરી અનશનના સ્થળ પર હોવા છતાં ગયા વર્ષે જે જનમેદની જોવા મળી હતી તે આ વખતે જોવા મળી નથી. એ બતાવે છે કે અણ્ણાના વર્તમાન આંદોલનમાંથી લોકોનો રસ હવે ઓસરી રહ્યો છે. ટીમ અણ્ણાના વર્તમાન આંદોલનમાં બાબા રામદેવે થોડા પ્રાણ પૂર્યા છે. આંદોલનમાં લોકોની પાંખી હાજરી એવો નિર્દેશ આપી રહી છે કે ટીમ અણ્ણા તેમનું કૌવત ગુમાવી રહી છે. અગાઉ દિવસની શરૂઆતમાં અણ્ણા હઝારેએ પણ એવી કબૂલાત કરી હતી કે ભ્રષ્ટાચારવિરોધી ચળવળને મળી રહેલા ટેકામાં ઓટ આવી છે અને રાજકીય વિકલ્પ શોધવાનો સમય પાકી ગયો છે, પરંતુ ટીમ અણ્ણા અને બાબા રામદેવ વચ્ચે પડેલી તિરાડ સમજી શકાય એવી છે. બાબા રામદેવે ભ્રષ્ટાચાર માટેના ટીમ અણ્ણાના આંદોલનને ટેકો આપ્યો છે અને જણાવ્યું છે કે તેઓ ભ્રષ્ટાચાર સામે આંદોલન કરનારા કોઈને પણ ટેકો આપશે, પરંતુ તેમણે પાંખી હાજરીની ટીકા કરતાં જણાવ્યું હતું કે કોઈ પણ સામૂહિક ચળવળની સફળતા માટે કુલ વસતિના એક ટકા જેટલી વસતિની હાજરીની ભાગીદારી જરૂરી બને છે. તેમણે વધુમાં એમ પણ જણાવ્યું હતું કે ભૂતકાળમાં અને અત્યારે પણ તેઓએ સફળતાપૂર્વક લોકોને એકઠા કર્યા છે. આ દેશના લોકોની હું છેલ્લાં

(જુઓ પાનું ૭)

**જોકે બન્ને વચ્ચેની તિરાડ સ્પષ્ટ છતી થઈ : રાજકીય વિકલ્પ આપવાનો સમય પાકી ગયાનો અણ્ણાનો સંકેત**


ભચાઉના દાનવીર-સેવાભાવી બહાદુરસિંહને
શ્રદ્ધાંજલિ
સ્વ. શ્રી બહાદુરસિંહ ભરુભા જાડેજા
સ્વ. તા. ૨૭-૭-૧૨, ભચાઉ.
માજી નગરપતિ, ભચાઉ ન.પાલિકા
સમગ્ર શહેર તાલુકાની જનતા આજે આપને નતમસ્તકે વંદન કરી સેવાને યાદ કરે છે.
પ્રભુ આપના આત્માને શાંતિ અર્પે...
• ગિરજાશંકર કે. જોષી
• શાસ્ત્રી અવિનાશ કે. જોષી
અંબાધામ-ભચાઉ.

અશ્રુભીની શ્રદ્ધાંજલિ
સ્વ. બહાદુરસિંહ ભુરાજી જાડેજા
(માજી નગરપતિ, ભચાઉ)
સ્વ. તા. ૨૭/૭/૧૨ – ભચાઉ
આપના નિધનથી અમોએ એક વડીલ મોભી અને રાહબર ગુમાવ્યા છે. આપનો પ્રેમાળ, માયાળુ સ્વભાવ, કૌટુંબિક ભાવના, સમાજસેવા એ બધા ગુણો ભુલાય તેમ નથી. પ્રભુ આપના દિવ્ય આત્માને શાંતિ અર્પે એ જ પ્રાર્થના.
વર્ધાજી ગાંગજી સોઢા
માનસંગજી વર્ધાજી સોઢા
ચનુભા વર્ધાજી સોઢા
અચલસિંહ મદારસિંહ સોઢા
કેશુભા પબુજી જાડેજા (સરપંચ, ડાભુંડા)
દેવાભાઈ પટેલ (સરપંચ, સઈ)
લાલુભા રાણાજી જાડેજા (ઉપસરપંચ, સઈ)
હમીરસિંહ વર્ધાજી સોઢા (કારોબારી ચેરમેન, રાપર તા.પં.)
ભમરસિંહ પ્રતાપસિંહ સોઢા (માજી સરપંચ, ડાભુંડા)
જશુભા પ્રતાપસિંહ જાડેજા (ઉપસરપંચ, ડાભુંડા)
અલુભા ભેરજી સોઢા
કમલસિંહ અચલસિંહ સોઢા (મંત્રી, રાપર તા. યુવા ભાજપ)
તથા સમસ્ત સોઢા પરિવાર, ડાભુંડા, તા. રાપર.

uninor
રોકિંગ રવિવાર
ફ્રી કોલ્સ દર રવિવાર
આખો દિવસ • લોકલ યુનિનોર થી યુનિનોર કોલ્સ
ઓછા ખર્ચે વધુ વાતો
કૉલ 8735050001 | www.uninor.in

realpatidar.com

# ક્યા સુપર કૂલ હૈં હમ : વિવેચકોનો મિશ્ર આવકાર

## સ્ક્રીનવિન્ડો

દ્વિઅર્થી સંવાદો અને એવા જ હાવભાવ સાથે 'વયસ્કો માટેની કોમેડી' તરીકે શુક્રવારે રજૂ થયેલી 'ક્યા સુપરકૂલ હૈ હમ'ને વિવેચકો તરફથી ખાસ આવકાર મળતો નથી. જો કે ફિલ્મકારો અગાઉ જ કહી ચૂક્યા છે કે તેમની ફિલ્મ વિવેચકો માટે નહીં, દર્શકો માટે છે ! મોટાભાગના વિવેચકોના સૂર અનુસાર એડલ્ટ કોમેડીનો અર્થ માત્ર દ્વિઅર્થી સંવાદો જ થતો નથી બલ્કે તેવી વાર્તા પણ હોવી જોઇએ. આ ફિલ્મમાં વાર્તાનો પોત નબળો છે અને તેને મોબાઇલના ચવાઇ ગયેલા એસએમએસછાપ સંવાદોના વાઘા પહેરાવવામાં આવ્યાં છે તથા પહેલી હરોળના દર્શકોને ગમે તેવાં પાત્રોના અનેકાર્થી નામ રાખવામાં આવ્યાં છે. ક્યા સુપરકૂલ હૈની આ સિકવલ તેનો જુસ્સો ફિલ્મની મધ્યમાં જ ગુમાવી દે છે. સચિન યાર્ડી દિગ્દર્શક ઉપરાંત ફિલ્મના લેખક પણ છે પરંતુ લેખક જાણે દિગ્દર્શક પર હાવી થતો હોય એવો તાલ દર્શકોને લાગી શકે. સિદ અને આદિ નામના બે મિત્રોની કથા છે. બંને વચ્ચેના સંવાદોમાં ટપકતી કેટલીક મજાક ચોટદાર પણ છે. પરંતુ એસએમએસનો સંવાદમાં થયેલો ઉપયોગ નિરાશ કરે છે એમ કોઇમોઇ ડોટ કોમના રોશનીદેવીએ જણાવ્યું હતું. એડલ્ટ કોમેડીની દ્રષ્ટિએ ફિલ્મ ઘણી લાંબી છે. દિલ ગાર્ડન ગાર્ડન હો ગયા જેવાં ગીત ફિલ્મની ગતિને ધીમા બનાવે છે એમ ટાઇમ્સ ઓફ ઇન્ડિયાના મધુરીટા મુખરજીએ પોતાની સમીક્ષામાં જણાવ્યું હતું. અભિનયની વાત છેડીએ તો તુષાર કપૂર આદિના પાત્રમાં મહેનત કરતો જણાયો છે જ્યારે રીતેશ દેશમુખ સારું કામ કરી ગયો છે. સારા જાને દીઆસ 'અનુ'ના પાત્રમાં રજૂ થઇ છે તો ઓવરએક્ટિંગ કરતી જણાયેલી નેહા શર્મા 'સીમી' તરીકે ખાસ જામી નથી. અનુપમ ખેર જેવા કલાકારે વિચારીને ફિલ્મ કરવી જોઇએ એમ તરણ આદર્શ કહે છે. ફિલ્મ કંટાળાજનક તો નથી જ એમ કહેતાં તરણ આદર્શે કહ્યું કે ફિલ્મ જોતી વખતે મગજને સતત સાથે રાખવું જરૂરી બનશે કેમ કે શબ્દેશબ્દમાં છુપાયેલો શબ્દ સમજવામાં તેની જરૂર પડશે એમ આદર્શે કહ્યું હતું.

# હું મારું સ્થાન કોઇને નહીં આપતાં ૯૦ વર્ષ સુધી કામ કરીશ : કરીના

મુંબઇ, તા. ૨૭ : બોલીવૂડની ભારે લોકપ્રિય અભિનેત્રી કરીના કપૂરે ઝોહરા સહગલની જેમ ૯૦ વર્ષની ઉંમર સુધી રૂપેરી પડદે કામ કરતા રહેવાની મહત્ત્વાકાંક્ષા વ્યક્ત કરતાં કહ્યું છે કે, હું મારું સ્થાન કોઇને આપીશ નહીં.

અત્યારના સમયની ટોચની અભિનેત્રીનું સ્થાન મેળવનાર કરીનાની આગામી ફિલ્મ 'હીરોઇન' તેના જ જન્મ દિવસ ૨૧મી સપ્ટેમ્બરે રીલીઝ થનાર છે.

એક અભિનેત્રીની પ્રગતિ અને પડતીની કહાની 'હીરોઇન'ની સરખામણી વિદ્યાબાલનની 'ડર્ટી પિક્ચર' સાથે થઇ શકે તેવા સવાલો સામે કરીના કહે છે કે, આ બે ફિલ્મની સરખામણી વાજબી નથી.

દરમ્યાન, 'હીરોઇન'ના નિર્દેશક મધુર ભંડારકરે કરીનાના ભારોભાર વખાણ કરતાં કહ્યું હતું કે, ફિલ્મમાં ઉત્કૃષ્ટ અભિનય બદલ કરિનાને રાષ્ટ્રીય એવોર્ડ મળશે તેવો મને વિશ્વાસ છે.

# બિગ-બીની માર ખાધાનો ખેદ નથી, મળવા મળ્યું તેનો આનંદ છે

ઇંદોર, તા. ૨૭ : મહાનાયક અમિતાભ બચ્ચનના બંગલા 'જલસા'માં ઘૂસી ગયેલો યુવાન મધ્યપ્રદેશનો હોવાનું ખુલ્યું છે. અમિતાભ પ્રત્યે આદર અને લાગણીની પરાકાષ્ટારૂપ ઘટનાક્રમમાં આ યુવાન દિલીપ કેવટે કહ્યું હતું કે પકડાઇ જતાં બિગ-બીએ બે બુસટ મારી લીધી. તેમના હાથે માર ખાધાનો ખેદ નથી પરંતુ મહાનાયકને મળવાનો મોકો મળી ગયો તેનો આનંદ છે.

ગઇકાલે ગુરુવારે કેવટને લઇને મુંબઇ પોલીસ દેપાલપુર પહોંચી હતી. મિર્જાપુરના નિવાસી દિલીપે કહ્યું હતું કે હું અમિતાભ બચ્ચનને રૂબરૂ જોવા મળવાની ઇચ્છા સાથે જ 'જલસા'માં ઘૂસ્યો હતો.

બચ્ચનની ઝલક મેળવવાની ઝંખના સાથે સવારના આઠ વાગ્યાથી 'જલસા'ની આસપાસ આંટા માર્યા પછી બપોરે બે વાગ્યે ગાર્ડની નજરમાંથી બચી કેવટ દીવાલ કૂદીને અંદર ઘૂસ્યો હતો.

સફાઇ કર્મચારીએ તેને જોઇ લેતાં પકડાઇ ગયો હતો. દિલીપના જણાવ્યાનુસાર પકડાઇ ગયા પછી તેનો સામનો સીધો બિગ-બી સાથે થયો. અમિતાભે મને ત્રણેક તમાચા મારી દીધા હતા પણ મજા વો એ વાતની પડી ગઇ કે આ દિગ્ગજ અભિનેતાને મળવાની મારી હસરત પૂરી થઇ ગઇ તેવું કેવટે કહ્યું હતું.

## હિ પણ હિકડી ગાલ !

–અશોક અદેપાલ

ડી.એન.એ. તિવારી

## હવામાન

| | મહત્તમ | લઘુતમ |
|---|---|---|
| ભુજ | ૩૪.૬° સે. | ૨૫.૭° સે. |
| નલિયા | ૩૨.૧° સે. | ૨૭.૬° સે. |
| કંડલા પોર્ટ | ૩૩.૬° સે. | ૨૮.૦° સે. |
| કંડલા એરપોર્ટ | ૩૫.૨° સે. | ૨૭.૮° સે. |
| માંડવી | ૩૨.૦° સે. | ૨૫.૫°સે. |

ભુજમાં ભેજનું પ્રમાણ સવારે ૭૬% અને સાંજે ૫૭% પવનની ઝડપ ૧૨ કિ.મી. પ્રતિકલાક, દિશા : દક્ષિણ-પશ્ચિમ.

GANDHIDHAM - KUTCH. MOB. 90999 26170-171 02836-257340
OM CINEPLEX
SPECIAL SHOW FOR DASHA MAA JAGRAN
ON 29/07/2012 TIME : 01.00 AM (SATURDAY NIGHT)
KYAA SUPERKOOL HAIN HUM

realpatidar.com

આજે ભુજમાં પ્રિમીયર શો
તદ્દન નવા દિલધડક પ્રયોગો સાથે
કરન જાદુગર
૧૫૦ ટન સામાન ૧૦૦ થી વધુ પ્રયોગો
સમય: રાત્રે ૯ કલાકે
દર રવિવારે ૨ શો, ૬.૦૦ કલાકે અને ૯.૦૦ કલાકે
સ્થળ: ઓપન એર થિયેટર, ભુજ

## ટચૂકડી ટચૂકડી

જોઇએ છે
સેલ્સ ગર્લ - 5
સેલ્સ મેન - 5
લેડીઝ ડ્રેસની લાઇનમાં કામ કરી શકે તેવા
રિચ લેડી
પાંજરાપોળ શેરી, વાણીયાવાડ, ભુજ.
M. 97129 54044

પ્લોટ વેચવાનો છે
મોટી ભુજપર સીમ, તા.મુન્દ્રા
ધાર્મીપાર્ક, સર્વે નં.૫૦૦, ૧૭૦ વાર
રૂા. ૧૫૦૦ પ્રતિ ચો.મી.
M. 99099 12705

જોઇએ છે
મિરજાપર મધ્યે ટ્રેક્ટર શો રૂમ માટે
• સેલ્સમેન-૧ (અનુભવી)
• પટ્ટાવાળો-૧
: સંપર્ક :
M. 98790 43251

મકાન ભાડે આપવાનું છે
કલ્પતરૂ એપાર્ટમેન્ટ (હોસ્પિટલ રોડ પાસે)
પ્રથમ માળે ફ્લેટ
1BHK
ભૂકંપ પછીનું બાંધકામ
M. 94291 25687

તાત્કાલીક જોઇએ છે
• ટેલીકોલર - (ફિમેલ) - ૦૧
• ઓફિસ બોય - ૦૧
સંપર્ક : ગાંધીધામ
Mo.9898452807

ડો.સત્યમ ગણાત્રા
(આંખના રોગના નિષ્ણાંત)
તા.૨૯/૭/૨૦૧૨ ના શ્રી સર્વસેવા સંઘ-મુન્દ્રા મધ્યે મળી શકશે નહીં
દયાપર (તા.લખપત) ખાતે સવારે ૧૦ થી ૧ મળશે

જોઇએ છે
દુકાનના પરચુરણ કામ માટે માણસ
(આકર્ષક પગારથી)
મહેતા ઈન્જીનીયરીંગ એજન્સી
૧૭, પંચવટી, સ્ટેટ બેંક ઓફ ઇન્ડિયા પાછળ, સ્ટેશન રોડ, ભુજ

વેચવાનું છે
સારી કન્ડિશન-સેકન્ડ ભાવે
૮ ફરમા-કેન્ડી પ્લાન્ટ
ડીપફ્રીજ ત્રણ ખાના સ્ટીલ ટાપ
૫ લિટર આઇસ્ક્રીમ ચર્નર
મો. ૯૯૨૫૯ ૧૯૩૨૬

ભાડે આપવાનો છે
ફ્લેટ
ભુજ મધ્યે વાણીયાવાડમાં તુલશી કૃપા એપાર્ટમેન્ટમાં 1 BHK
Mo : 99257 78565

પ્લોટ/મકાન/ફ્લેટ તાત્કાલિક વેચવાના છે
• રાવલવાડી • ઉમેદનગર • પ્રમુખ સ્વામીનગર • સહયોગનગર • વાલદાસ નગર • R.T.O. • યુનિવર્સિટી સ્વામીના.-૨ • છઠ્ઠીબારી રિંગ રોડ • લાભ-શુભ સોસાયટી.
સંપર્ક : M. 81412 76720

જોઇએ છે
શરદબાગ ટ્રસ્ટ માટે
ડ્રાઈવર (ટ્રેક્ટર - ફોર વ્હિલર કાર માટે)
તથા ચોકીદાર
મો.98252 29055

દુકાન ભાડે આપવાની છે
હોટલ જનતાઘર નીચે
વાણિયાવાડ, ભુજ-કચ્છ
સંપર્ક:- 98252 25083 98985 69810

બંગલો ભાડે આપવાનો છે
2 BHK - એટેચ બાથરૂમ સાથે સેમી ફર્નિષ્ડ, ૬-એ, આદિપુર
Mo. 9426851944

ચંદનનગર સુર્યાપાર્ક મેહુલપાર્ક
પ્લોટ લેવા તથા વેંચવા માટે મળો
M. 98243 40940

જમીન વેચવાની છે
ડેમ પીયત થઇ શકે તેવી જમીન વેચવાની છે
ગામ રાજડા, તા. માંડવી-કચ્છ.
મો. ૯૮૯૮૪ ૦૫૫૬૫

મેઘપર બોરીચી મધ્યે
૧૧૭ વારમાં ૨ BHKના નવા મકાનનું બુકિંગ ચાલુ છે.
મો. : ૯૪૨૬૨ ૫૧૫૪૩, ૯૪૨૯૮ ૯૭૨૩૧

મુંદરા-મોકાનું મકાન વેચવાનું છે
૨૪ કલાક ધમધમતા પોશ એરિયામાં ડેલીબંધ મકાન વેચવાનું છે.
: સંપર્ક :
મો. ૯૯૨૫૭ ૭૮૭૬૦

વેચવાના છે : પેટીપલંગ, કોમ્પ્યુટર, પ્રિન્ટર, સોફાસેટ, લોખંડનો દરવાજો, ટી.વી., સી.ડી. પ્લેયર, ફ્રિઝ, પંખા, ડાઈનીંગ ટેબલ, ખુરશીઓ, ટેબલ નંગ-૩, સેક્શન સ્લાઈડર, રીવોલ્વીંગ ચેર, એન્ટીક આઇટમો, ગુજરાતી-અંગ્રેજી ટાઇપ, લો બુક્સ, ઇન્ડિગો-૦૩, મારૂતી-૯૭, પ્લેઝર, એક્ટીવા-૨૦૧૨
સંપર્ક : અશોક માંડલિયા (એડવોકેટ) ન્યુમિન્ટ રોડ, ભુજ. મો.૯૮૨૫૧ ૬૬૬૦૬ ફોન : (૦૨૮૩૨) ૨૨૫૦૦૪

જોઇએ છે
ગાંધીધામ માટે
બસ ડ્રાઈવર
બસ બેચ હોવું જરૂરી
: સંપર્ક :
90990 89716

વેચવાનું છે
ફર્નિચર તથા મકાનનો ઈમલો વેચવાના છે
૮૨, ચંપકનગર, અંજાર.
: સંપર્ક :
M. 98980 43773

મકાન બુકીંગ માટે મળો.
માધાપરમાં ભુજ-અંજાર હાઈવે રોડ ટચ મકાન, સર્વે નં. ૧૩૯,૧૫૦,૧૬૭,૨૦૯.
નોકરીયાત તથા વેપારી ભાઈઓ માટે ઓછા વ્યાજ દરે લોનની સગવળ ઉપલબ્ધ
Mo. 90679 60624

સેલ્સગર્લ જોઇએ છે
અનુભવી/બિનઅનુભવી આકર્ષક પગારથી : રૂબરૂ મળો
શાલીભદ્ર ઈમીટેશન હાઈફેશન વેસ્ટર્ન વેર
Exclusive A.C. Showroom
સુહાગ ચાર રસ્તા રીંગ રોડ, ભુજ. M.98255 64216

ડોક્ટર જોઇએ છે
એકતા ક્લિનિક
B.A.M.S., B.H.M.S.
9-AE, ભારતનગર માટે ગાંધીધામ.
: કોન્ટેક્ટ :
M.No. 96015 57486

વેચવાની છે.
INNOVA
Tip Top Condition
Red Colour
Model - 2006
Mobile No.
9978005250

માનકૂવામાં મકાન ભાડે
2BHK ભાડે આપવાનું છે
સરકારી કર્મચારીને
ભાડું રૂા. ૫૦૦૦/- ૧૦૦૦૦/- ડિપોઝિટ
સંપર્ક : મો. 98798 69043-ભરતભાઈ

Sanjeev T. Singh
Company Secretary
Change of Name, Authorised Capital, Registered Office by Pvt. Ltd. Companies
93776 98332

વેચવાની છે
MARUTI ALTO LXI
80,000 K.M. ચાલેલી
Scooty Teenz
ફક્ત 1600 K.M. ચાલેલી
: Contact No. :
98791 34525, 98251 33644

## વ્યવસાયિક વ્યવસાયિક વ્યવસાયિક

ફેમીલી શોરૂમ
લેડીઝવેર - જેન્ટસવેર ચિલ્ડ્રન વેર
p.m. STATUS
અનમ રીંગરોડ, ભુજ.

અસાધ્ય રોગો ઉપર અકસીર ઉપચાર
ઘણા બધા દર્દીઓને ફાયદો થયેલ છે.
સંપર્ક : ડો. મૂલચંદ હડિયા
ભગવાન મહાવીર પશુરક્ષા કેન્દ્ર પ્રાગપર રોડ, તા. મુંદરા.

Admission Open
IPCC
Lakshya Institute
contact No. 99793 30111

બિન્દી મેચીંગ- Mo : 99793 25884
સાંયોરા શેરી, ભાણજી સ્ટ્રીટ સામે, તળાવ શેરી, ભુજ
કોટન ડ્રેસ રૂા- ૨૦૦, ૨૫૦, ૩૦૦, ૪૦૦
કોટન નાઈટી રૂા- ૧૦૦, ૧૨૫, ૧૫૦, ૨૦૦
સાડી રૂા- ૧૦૦, ૧૫૦, ૨૦૦, ૩૦૦
ચણીયા રૂા- ૫૦, ૭૦, ૯૦, ૧૧૦
બ્લાઉઝ રૂા- ૧૫, ૨૦, ૨૫, ૩૦, ૪૦
સાડી ફોલ રૂા- ૬, ૭, ૮, ૧૦
પેન્ટ-શર્ટ રૂા- ૧૨૫, ૧૫૦, ૨૦૦, ૨૫૦

ખાસ રક્ષાબંધન નિમિત્તે
પેન ડ્રાઈવ micro મેમરી કાર્ડ
Sandisk 4GB ₹ 250 8GB ₹ 350 | 2GB ₹ 130 4GB ₹ 160 8GB ₹ 300
અરિહંત સેલ્સ-ભુજ
લાલ ટેકરી, 98250 88880

ન્યુ કલેક્શન
ઉદય
શરાફ બજાર, ભુજ

RO Rs. 4999
૯ લિટર સ્ટોરેજ ટેન્ક + ૧ વર્ષની વોરંટી આકર્ષક એક્ષચેન્જ ઓફર
સર્વિસ ચાર્જ ૧૦૦,કેન્ડલ સાથે ૧૫૦
દીપ એન્ટરપ્રાઈઝ
છઠ્ઠીબારી રીંગ રોડ,ગેબનશા પીરની દરગાહ સામે, ભુજ
M. 97255 22004

રક્ષા બંધન સ્પેશીયલ સેલ
બાંધણી સાડી તથા ડ્રેસ મટીરીયલમાં સેલ
શ્રી નવકાર સાડીઝ
અનમ રીંગ રોડ, ભુજ
Ph. : 229231 M. 98253 12084

વોડાફોન ધમાકા
સિમકાર્ડ માત્ર રૂા.૫૦
ટોકટાઇમ રૂા.૧૪૦
વાત કરો સમગ્ર ભારતમાં માત્ર ૩૦ પૈસા પ્રતિ.મીનીટ દરેક નેટવર્ક પર
આશાપુરા ટેલીકોમ
મોર્ડનટોકીઝ સામે, સંદીપ હોટલની બાજુમાં
95867 67007

R.O. ₹ RE FRESH 2499 7999
WITH ALKALINE WATER
1 Yr Service + Warranty
ડોક્ટરની સલાહ મુજબ બધા મીનરલ્સ મળે છે
શુદ્ધ એન્ટર. લાલટેકરી, ભુજ
Ph : 254264, Mo.98980 42064

કોટન કિંગ
જેન્ટ્સ અને મહિલા માટે એક્સપોર્ટ ક્વોલિટીના ૧૦૦% કોટન કાપડની નવી વેરાયટીઓ આવી ગઇ છે. ભુજ : શિલ્પી, ડો. ભાણજી સ્ટ્રીટ મો. ૯૮૯૮૯ ૯૩૩૨૪. વર્ધમાનનગર : એ.આર.એ. ૧૪, અરિહંત સોસાયટી, ભુજોડી-મો. ૯૬૩૮૧ ૧૩૫૭૨

વોડાફોન ધમાકા ફ્રી ફ્રી
રૂા.70 નું સીમ
રૂા.70 બેલેન્સ
સાથે ઈમ્પોર્ટેડ છત્રી ફ્રી
વિશ્વાસ ઇલેક્ટ્રોનિક્સ
હોટલ જનતાઘર પાસે, ભુજ

DELL lenovo hp acer
DELL DUAL CORE Laptop
& Get Free Gift Off Rs. 1999/-
Limited Offer
All Laptop Available in stock
Autho. Dealer
JAINAM COMPUTER
208, Silverpoint Apartment, Above BMCB, New Station Road, Bhuj.

• Dual core Compaq Laptop
• 2GB
• 500 GB
• DVD R.W.
• 15.6" HD LED
Rs. 23,500/-
with surprise gift
Silicon Technology
98258 73566

દર મહીને નિયમીત મળશે
પથરી ? પ્રોસ્ટેટ ?
ઓપરેશન વિના ઇલાજ
અનુભવ સિદ્ધ આયુ. ઉપચાર મળો.
વૈદ્ય દિનેશભાઈ ગોરધનદાસ
ગાંધીધામ : ૧ તારીખે મળશે. હોટલ કૈલાસ ઇન, ચાવલા ચોક.
ભુજ : ૨ તારીખે મળશે. હોટલ જનતા ઘર, વાણીયાવાડ.
મો. : 98243 50688

SALE Flat 25%
PACIFIC FAMILY SHOP
Anam Ring Road, Bhuj
Ph. 02832-222241

તદ્દન નવો સ્ટોક
લેડીઝ, જેન્સ, નાની છોકરીની ચંપલ, સેન્ડલ, મોજડી, વોકર
કુમાર ફુટવેર તળાવ શેરી ભુજ
મકાન ભાડે આપવાનું છે
વર્ધમાન નગર, સાઉથ (ભુજોડી)
M. 99251 09097

Flat 25 % Off
StepUp For Men
અનમરીંગ રોડ, ભુજ
મો.૮૧૪૦૦ ૯૯૦૯૨

અંગ્રેજી
fastrack
જથા માળે, આનંદો ઉપર, ભુજ

જય બિલેશ્વર સ્ટીલ ફર્નિચર
SS રેલિંગ રનિંગ ફૂટના ભાવ રૂા. 450થી 1600 સુધીમાં
202, 304, 316 હાઈગ્રેડમાં ટોટલ ફર્નિચર બનાવી આપશું.
ભુજ-સુખપર હાઈવે, રેલવે ક્રોસિંગની પહેલા
કોન્ટેક્ટ : જગદીશ પટેલ
98251 97925

તંત્ર મંત્ર સમ્રાટ પાશાજી
શક્તિ ચમત્કાર જોવો તમારી આંખોથી ખાનદાની કામ, ૩૦ વર્ષના અનુભવી
વ્યાપાર, ગ્રહક્લેશ, પ્રેમલગ્ન, સૌતન દુશ્મન છુટકારા, મોડેલીંગમાં કરીયર, બિમારીમાં દવા ના લગના, પ્યારમાં ધોખો
જીવનની જટીલ થી જટીલ સમસ્યાઓનું સમાધાન.૧૦૦% ગેરંટીથી લાભ (માય પ્રોમીસ)
9377414553 ગાંધીધામ

રાજેશ મહેતા 94286 80023
HOUSE OF FANCY LIGHT
ZOOMER HOUSE
ઝૂમ્મર, વોલલાઇટ, ગેઈટ લાઇટ, કન્સીલ્ડ લાઇટ, સીલીંગ લાઇટ, PL લાઇટ વગેરેનો ખજાનો
૪, એસ.ટી.કોલોની, સંતોષી માતાના મંદિર સામે, ભુજ-કચ્છ. ફોન : ૦૨૮૩૨-૨૨૨૩૨૩

શિવશક્તિ જ્યોતિષ
જન્મકુંડલી, વ્યાપાર-નોકરી, નિઃસંતાન, કાલસર્પ દોષ, ધારેલા વ્યક્તિનું મિલન, લગ્નમાં બાધા, ગ્રહદોષ, ઘરકલેશ, વિદેશયોગ, લક્ષ્મીયોગ, કાવતરૂં, દારૂ છોડાવવા, જેવી સમસ્યાના સમાધાન માટે રૂબરૂ મળો.
ફી માત્ર રૂા.૫૧
સંપર્ક : બી-૨, ધનલક્ષ્મી, પહેલા માળે, ન્યુ લોટસ કોલોની, જલસેવાનગરની પાછળ, ભુજ
Mo : 99136 18157

શ્રાવણ ફેસ્ટીવલ ઓફર
સેલ સેલ સેલ
લેડિઝવેર
10% થી 25% સુધી સેલ
તા.૨૦/૭/૧૨ થી તા.૨૦/૮/૧૨ સુધી
Bawree's BOUTIQUE
વાણીયાવાડ, અપના બજારની બાજુમાં, ભુજ

રુદ્રાક્ષ જ્યોતિષ
ભુજ.મો.૯૭૨૪૭ ૦૯૪૧૩
જન્માક્ષર, હસ્તરેખા, વ્યાપાર-નોકરી- લગ્નમાં બાધા, ઘરકંકાસ, વિદેશયોગ, પતિ-પત્ની અણબનાવ, ગૃહદોષ, વિદ્યા પ્રાપ્તી, કાલસર્પદોષ, શાપિતદોષ, બંધન જેવા કઠિન પ્રશ્નોના નિવારણ માટે મળો.
નકલખોર, લેભાગુઓથી સાવધાન
આશિષ એપાર્ટમેન્ટ, નં.૧૦૧, પહેલો માળ, જી.ઇ.બી. સામે, હોસ્પિટલ રોડ, ભુજ-કચ્છ

BSNL Tablet
is-703 c
Android 4
7" LCD wifi
USB 8 GB Inbuilt
Only MRP 7000 Rs.
Kutch rds
દિવ્ય ટેલિકોમ
નખત્રાણા
મો. ૯૮૯૮૯ ૮૧૦૧૦
વેપારી પૂછપરછ આવકાર્ય

મા ખોડિયાર જ્યોતિષ-મુંદરા
જૂના અને જાણીતા ૪૦ વર્ષના અનુભવી
લગ્ન, જન્માક્ષર, હસ્તરેખા, વ્યાપાર, મન ઈચ્છિતવર, કોર્ટ મેટર, દારૂ છોડાવવા, ગૃહક્લેશ વિદ્યા, કાલસર્પ.
એક જ મુલાકાતમાં કઠિનથી કઠિન સમસ્યાનું નિવારણ
પ્લોટ નં. ૧૧૧, અષ્ટ વિનાયક એપાર્ટમેન્ટ, જૂના પેટ્રોલપંપની સામે. બારોઇ રોડ.

Tea Coffee Vending Machine
લાઇવ ડેમો માટે સંપર્ક કરો
99988 47250
99794 45566

Sale upto 51%
15 to 31 July
*conditions apply
sweet HOME FURNISHING
કેરા ટાવર, મીરઝાપર રોડ, ભુજ-કચ્છ.
Ph. : 255482

I.T.I./પોલીટેકનીકમાં એડમિશન ન મળ્યું હોય તો નિરાશ ના થતાં..
મેકેનિકલ/ઇલેક્ટ્રીકલ ઈન્જીનીયરીંગ કોર્ષ માં એડમિશન ચાલુ છે
NCVT સર્ટીફિકેટ
કોહિનૂર ટેકનિકલ ઈન્સ્ટિટ્યૂટ
માલા શેરી, અંજાર
99242 82579, 94290 82379

sale
Special Counter with 50% OFF
Heavy Wedding Collection
NR. OLD COURT, GANDHIDHAM, PH. 02836 -222739
arpan

સોફા રીપેરીંગ
સોફા લાઈનીંગ વર્ક
સોફા બાયબેક
નો આધુનીક વર્કશોપ
ફર્નિચર મોલ
Unit Of sofawala - Ahemedabad
ઝંડા ચોક, મેઈન રોડ, ગાંધીધામ
M. 94090 70041

કચ્છમિત્ર

'ટચૂકડી-ધંધાદારી' કોલમમાં વિજ્ઞાપનદાતાએ આપેલી માહિતી સાચી અથવા ખોટી હોવા અંગે 'કચ્છમિત્ર' બાંહેધરી લેતું નથી. જાહેરખબરમાં આપેલી માહિતી ઉપર વિશ્વાસ મૂકતાં પહેલાં વાચકે પૂરતી ખરાઇ કરી લેવી. - મેનેજર

મુદ્રક અને પ્રકાશક : **શૈલેષ હંસરાજ કંસારા,** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી કચ્છમિત્ર પ્રિન્ટીંગ પ્રેસ,ઇન્દ્રાબાઇ પાર્ક પાસે, ભુજ-કચ્છમાં છાપ્યું અને તે જ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે,મેનેજિંગ એડિટર : **કુન્દન વ્યાસ,** તંત્રી : **કીર્તિ જયંત ખત્રી,** ઈ-મેઈલ : kutchmitra@yahoo.com. / kutchmitra@rediffmail.com. ■ **મુંબઇ ઓફિસ :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, ફોર્ટ, મુંબઇ-૧, ટે.નં. (૦૨૨) -૨૨૮૭૦૮૩૧-૩૪, ■ **અમદાવાદ કાર્યાલય :** ૨૦૨, કલિંગ કોમ્પ્લેક્ષ, બાટા શો રૂમ પાછળ, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૯, ફોન નં. (૦૭૯) ૨૬૫૮૮૭૭૪, ફેક્સ : ૨૬૫૮૯૮૯૧. ■ **દિલ્હી કાર્યાલય :** આઇ.એન.એસ. બિલ્ડીંગ, રફી માર્ગ, નવી દિલ્હી ટે.નં. (૦૧૧) ૨૩૭૧૧૦૦૨. ■ **વડોદરા કાર્યાલય :** બ્લોક નં. ૩-૪ પદ્માવતી શોપિંગ સેન્ટર, ન્યાય મંદિર પાસે, વડોદરા ટે.નં. (૦૨૬૫) ૨૪૧૨૯૦૬, ફેક્સ : ૨૪૩૨૭૫૭. ■ **સુરત કાર્યાલય :** લવ-કુશ, ગ્રાઉન્ડ ફલોર, વિવેકાનંદ બ્રિજ પાસે, અડાજણ રોડ, સુરત-૩૯૫૦૦૯. ટે.નં. : (૦૨૬૧) ૨૭૮૦૮૫૦.

# હિંડોળામેં હોરે હોરે ઝૂલો મહારાજ...

**સંપ્રદાયના સૌથી લાંબા હિંડોળા ઉત્સવથી ચોવીસીના સ્વામિનારાયણ મંદિરો ગુંજે છે : કલા, ભક્તિ અને શ્રદ્ધાનો ત્રિવેણી સંગમ ગોપીભાવનું પ્રતીક**

**વસંત પટેલ દ્વારા**

કેરા (તા. ભુજ), તા. ૨૭ : 'વર્ષમાં એકવાર ભુજ આવવાનું થતું, ગાડાં જોડી ઉપલીપાળ ખાતે પ્રતીક્ષા કરતા... સાંજે પાંચ વાગે મંદિરમાં ઘંટારવ થાય... ઠણાંક ઠણાંક અવાજ સાથે ફળ, ફૂલ અને શાકભાજીમાંથી બનાવેલા કલાત્મક હિંડોળે હરિવરને ઝૂલવવા હરિભક્તોનાં હૈયાં હરખથી ઊભરાય... અલકમલકની વાતોની જગ્યા ઠાકોરજીના શણગાર, બાજુબંધ, કેડિયું, કંદોરો, પાઘ, હિંડોળાની ભાત, દોર અને પ્રસાદ સમેત વાતોમાં ક્યારે ગામ આવી જાય ખબર ન પડે... ભુજ સ્વામિનારાયણ મંદિરના વર્તમાન મહંત પુરાણી ધર્મનંદનદાસજીએ સંપ્રદાયના સૌથી લાંબા હિંડોળા મહોત્સવની 'દોર' હાથમાં પકડતાં કહ્યું અષાઢ વદ બીજથી શ્રાવણ વદ દ્વિતીયા વચ્ચે ઉજવાતો હિંડોળા મહોત્સવ હરિભક્તોની કૃષ્ણભક્તિનું ગોપીભાવે અનુસંધાન છે, સમર્પણ છે.

ભાગવતના દશમસ્કંધમાં કૂંજ ગલીમાં ગોપીઓ કૃષ્ણને હીરના હિંડોળે ઝૂલવે એવી કથા છે. આમ તો સ્વામિનારાયણ સંપ્રદાયના તમામ ઉત્સવો કૃષ્ણ ભગવાનના લીલાચરિત્રો સાથે સંલગ્ન છે. તેમાં છે, અન્નકૂટોત્સવ... ચુરમાના લાડુનો ડુંગર કલ્પી તેની પૂજા- અર્ચના વાસ્તવમાં કૃષ્ણે ગોવર્ધન પૂજા કરાવી તેનું પ્રતીક છે. તે સમયે ગોપીઓ ઘરોઘરથી થાળ લાવી હરિને જમાડયા તે પ્રસંગ સાથે અન્નકૂટની શરૂઆત થઇ હોવાનું હરિતપોવન ગુરુકુળના સંત દેવચરણદાસજી સ્વામી કહે છે.

આજે ચોવીસીના મંદિરો અનેકવિધ ફળ, ફૂલ, શાકભાજી, અનાજ, ભૌતિક વસ્તુઓ, વૈશ્વિક ચલણો, વસ્ત્રોમાંથી સર્જાયેલા અવનવા હિંડોળાથી શોભી ઊઠયા છે. સાંજ પડે કર્મયોગી બહેનો રાસની રમઝટ બોલાવે છે, સમર્થ ભક્ત કવિ પ્રેમાનંદે રચેલા 'ઝૂલો ઝૂલો રે કેશરિયા વર હિંડોળે..., રંગ ભીના રે શામળિયા આવો ઝૂલીએ રે..., ઝૂલાવે રે વ્રજ કાન પ્યારી રાધિકા પ્રેમે ઝૂલાવેથી લઇ વ્રજભાષાની રચના હિંડોળામેં હોરે હોરે ઝૂલો મહારાજ... ગીતોના તાલે અબાલવૃદ્ધ સૌ ધર્મ-ભક્તિ અને શ્રદ્ધાનો ત્રિવેણી સંગમ રચી દે છે.

જે કંઇ શ્રેષ્ઠ છે તે 'હરિ અર્પણ' કરવાની ભાવના હિંડાળા સાથે વણાયેલી હોવાનું કહેતાં મહંત સ્વામી ઉમેરે છે, આ વખતે માંડવી મંદિરમાં સંતો-ભક્તોએ વડતાલ પ્રદેશનો દાદા ખાચરનો અસ્સલ દરબાર રચ્યો છે. માંડવી-અંજાર હંમેશાં કંઇક નવું ઉમેરે છે. વર્ષો પહેલાં હરિભક્તોની આર્થિક સ્થિતિ 'પાતળી' હતી. જે કંઇ વાડી-સીમમાં પાકે તેના હિંડોળા થતા... વર્ષમાં એક જ વાર ભુજ આવવાનું થતું... સંતો ગાડાંમાં બેસી ગામડે જતાં ક્યારેક પગે ચાલીને જવું પડતું. ઘણાં હરિભકતોને પહેરવા સાજું કપડું ન મળે તેમાં સૂકામેવાના હિંડોળા ક્યાંથી રચાય ? આજે સમય સાથે બધું બદલાયું... પણ હરિ પ્રત્યેની અપાર શ્રદ્ધા અવિચળ રહી છે તેનો સંતોષ મહંત સ્વામીએ વ્યક્ત કર્યો હતો.

સૌથી શ્રેષ્ઠ હીર (રેશમ)ના દોરના હિંડોળા, મહેનત માગી લે રાઇ અને ડ્રાયફ્રૂટના. જોકે હવે તો નાના-મોટા ૧૨૭ જાતના હિંડોળા રચાઇ ચૂકયા છે. પ્રસાદી મંદિરે ધાન્યના ૨૦ ફૂટના હિંડોળા દર્શનીય છે તો સૂરજપર મંદિરે આ વર્ષે કલાત્મક કૃતિઓ સર્જી છે. કેરા, નારાણપર, માનકૂવા, સુખપર (બંને વાસ), માધાપર, મિરજાપર, દહીંસરા, મેઘપર, રામપર-વેકરા, સરલી, વાડાસરમાં અવનવી કલાકૃતિથી શોભતા મંદિરો અને હરિભક્તોનો સમર્પિત ભાવ જોતાં જ બને છે. હરિને 'વર' સ્વરૂપ કલ્પતાં યુવતીઓ મહેંદીના હિંડોળા રચે છે. ચલણી નોટો, સ્ટીલ, તાંબુ અને લંડનના વિલ્સડન મંદિરમાં તો ૨૪ કેરેટ સુવર્ણના ઝૂલે ઘનશ્યામ ઝૂલે છે. સૂકામેવાનો હિંડોળો શ્રમ સાથે કુનેહ માગી લે છે. કારણ કે, તેને ચોડવા ખાસ ખાદ્ય ગુંદર બનાવવો પડે... ઘણાં શ્રદ્ધાળુઓ બારમાસી તૈયારી કરે છે. આયોજન ઘડે, સંતોનું માર્ગદર્શન લઇ કંઇક નીતનવું સર્જી ભગવાનનું પ્રતિ અર્પણ કરે છે. જોકે ભૂકંપ પછી સુશોભનની રીત બદલાઇ છે. આધુનિકતા વધી છે, હિમાલય, ટ્રેન, વિમાનની પ્રતિકૃતિઓ સર્જાય છે. આ બધું ભકતો 'સ્વયંભૂ' કરે છે. કુદરતી વસ્તુઓમાંથી મોબાઇલ સુધી પહોંચેલા હિંડોળાની ઉત્ક્રાંતિ યાત્રા આજે વિશિષ્ટ બની છે.

**હીરથી મંદિર સજાવાયું**

અઢી દાયકા પહેલાં ઉપલીપાળ મંદિરને આખેઆખું હીરના દોરે સજાવાયું હતું. ખંભાતથી ખાસ કારીગરો આવ્યા હતા. તે પહેલાં મહંતો ધર્મજીવનદાસજી સ્વામી, હરિસ્વરૂપદાસજી સ્વામીએ અનોખી પરંપરા સંપ્રદાયને ભેટ ધરી છે. એટલે જ ભુજ શ્રી નરનારાયણદેવ મંદિરમાં એકથી દોઢ માસના હિંડોળા ઉત્સવની પરંપરા છે. જ્યારે વડતાલ, ગઢડા, અમદાવાદમાં પંદરેક દિવસ ઉજવણી થતી હોવાનું સંતોએ કહ્યું હતું.

**આધ્યાત્મિક અનુસંધાન : યાત્રા**

ન માત્ર ગામમાં પણ શ્રી હરિએ સર્જેલા છ ધામોની યાત્રા હિંડોળા મહોત્સવ દરમ્યાન કરવાની એક રીત છે. આજે ચોવીસીના ગામોગામ ગુજરાતના હરિભક્તો યાત્રાએ આવે છે. સંઘ રચીને આવતા શ્રદ્ધાળુઓ સંતોષ વ્યક્ત કરતા જાય અને 'જય શ્રી સ્વામિનારાયણ' કહેતાં કહેતાં આનંદ પામે છે.

ભુજ શ્રી સ્વામિનારાયણ મંદિર (નરનારાયણ દેવ) સિવાય ગાદી સંસ્થાનના સંલગ્ન મંદિરો, ચોવીસીના ઠાકર-રામમંદિરોમાં પણ હૈયાંના હેતે ઝૂલાવું રે... હરિવર શ્યામને...નું સમર્પણ કરતા કૃષક હરિભક્તોની હૈયા આરાધના છે, હે નાથ અષાઢ પૂરો થયો શ્રાવણ અધવચાળે આવ્યો હવે વરસ... અને ધરતીના બાલુડાં પર કૃપા કર...!

*હિંડોળા મહોત્સવમાં ઉપસ્થિત મહંત સ્વામી તથા અન્ય તસવીરોમાં સુશોભિત હિંડોળા દર્શન નજરે પડે છે.*

## વૈશ્વિક દર્શન

આફ્રિકાના કચ્છ સત્સંગ તાબા મંદિર, ઇસ્ટ આફ્રિકા, નકુરુ, એલ્ડોરેટ, કીસુમુ, કમ્પાલા, મોમ્બાસા, ટાન્ઝાનિયામાં દાર-એ-સલામ, મોશી, અખાતી દેશોમાં મસ્કત, દુબઇ, સિસલ્સના બે મંદિરો, યુ.કે.ના વિલ્સડન, હેરો કેન્ટન, ઇસ્ટ લંડન, બોલ્ટન, કાર્ડિફ, ઓલ્ધામ, વુલવીચ મંદિરોમાં પણ અનેકવિધ હિંડોળાની ધૂમ છે. વ્યસ્તતા વચ્ચે પણ દેવ, ગુરુના વચને વૈશ્વિક બનેલો હિંડોળા ઉત્સવ કચ્છીઓને જોડે છે. એક જગાએ ભેગા મળી સંસ્કાર જાળવવાની તક આપે છે.

*મેઘરાજાની હાજરી-ગેરહાજરી...* વરસાદ તો જીવન છે, તેના આગમન બાદ સૃષ્ટિ જે સૌંદર્ય ધારણ કરે છે તે બેનમૂન અને નયનરમ્ય હોય છે, પણ તેની ગેરહાજરી જે ફિક્કાશ સર્જે છે, તે ખુદ જ દુઃખ અને નજરને પીડા પહોંચાડનાર હોય છે. એક જ વર્ષના સમયગાળામાં ખેંચાયેલી ઉપરોક્ત બે તસવીરોમાં વર્ષારાણીની હાજરી અને ગેરહાજરી ઝીલાય છે. (તસવીર : આશુતોષ ગોર)

# અંતે નલિયા ગટર યોજનાનું ટેન્ડર મંજૂર

**આઠ કરોડના ખર્ચે ભૂગર્ભ ગટરનું કામ આવતા માસથી શરૂ થઇ જવા ધારણા**

નલિયા, તા. ૨૭ : અબડાસા તાલુકાના આ મુખ્ય મથકની ભૂગર્ભ ગટર યોજનાનું ટેન્ડર અંતે મંજૂર થયું છે. રૂપિયા આઠ કરોડથી વધુ ખર્ચે નિર્માણ પામનારી આ ગટર યોજનાનું કામ આવતા માસથી શરૂ થઇ જવાની ધારણા છે.

ટેન્ડર સહિતની પ્રક્રિયા છેલ્લા એકાદ વર્ષથી ચાલુ રહી હતી. પાંચ વખત ટેન્ડર બહાર પાડવામાં આવ્યું હતું પણ ગટર યોજનાનું કામ લેવા માટે માન્ય શ્રેણીમાં નોંધાયેલા કોન્ટ્રાક્ટરો આગળ ન આવતાં અથવા તો અતિ ઊંચા ભાવો ભરાતાં સક્ષમ તંત્રને સફળતા મળી ન હતી. છેવટે છઠ્ઠા પ્રયત્ને ગટર યોજનાનું ટેન્ડર મંજૂર થયું છે.

ધારાસભ્ય જયંતીભાઇ ભાનુશાલીના પ્રયાસોથી નિર્માણ પામનારી આ તાલુકામથકની ગટર યોજનાનું કામ શરૂ થયા પછી આઠ માસની અંદર પૂર્ણ કરાશે. મહેસાણાની ઠેકેદાર સુપર કન્સ્ટ્રકશન કંપની લિમિટેડ દ્વારા નલિયાની ગટર યોજનાનું કામ તુરંત શરૂ કરાશે. ના. જિલ્લા વિકાસ અધિકારી (વિ.પં.) સહ અમલીકરણ અધિકારી શ્રી ટોપરાણી દ્વારા પણ ખાસ આ યોજનાનું કામ ચાલુ થાય તે માટે અંગત દિલચશ્પી બતાવાઇ હતી.

સરપંચ સતીશ ઠક્કરે ગટર યોજનાનું કામ બદલ રાજ્ય સરકાર, ધારાસભ્ય, નાયબ જિલ્લા વિકાસ અધિકારી (અમલીકરણ અધિકારી) વગેરેનો આભાર માન્યો હતો. ગટર યોજનાનું કામ પૂર્ણ થયા બાદ પાંચ વર્ષ માટે તેની મરંમત (નિભાવણી)નું કામ પણ ઠેકેદાર કંપની કરશે. આવતા માસે સૂચિત યોજનાનું ખાતમુહૂર્ત યોજાશે. સરપંચ શ્રી ઠક્કરે ઉમેર્યું હતું કે, ગટર યોજનાના નિર્માણ દરમ્યાન ગામની પાણી યોજનાની અંદાજે દસેક હજાર મીટર લાઇન પણ નુકસાન થવા સંભાવના હોતાં તેની તુરંત મરંમત થાય તે માટે વ્યવસ્થા ગોઠવવા પા.પુ.ના ચીફ ઇજનેર આર.એલ. પટેલ તેમજ અન્ય અધિકારીઓ સાથે ખાસ પરામર્શ કરી ખાસ મરંમત પ્લાન હેઠળ આવરી લેવાની માંગ કરી છે.

# વીજઆંચકાથી બચવા ૨૦ હજાર ગ્રાહકોને નોટિસ

**કચ્છમાં અકસ્માતના બનાવોને અટકાવવા વીજતંત્રે પાંચ કિલો વોટથી વધુ વીજભારવાળા ગ્રાહકોને ઇ.એલ.સી.બી. સાધન લગાવવા કરેલી તાકીદ**

ભુજ, તા. ૨૭ : છેલ્લા થોડા સમયથી વીજ કરંટ લાગવાના કારણે અકસ્માતના બનાવો વધી ગયા છે. ખાસ કરીને ઘરવપરાશ જેવા વીજજોડાણોમાંથી પણ કરંટ લાગતા હોવાથી આવા બનાવોને અટકાવવા વીજતંત્રે એલ.ઇ.સી.બી.નું સાધન ફરજિયાત બનાવ્યું છે. આ માટે કચ્છના ૨૦ હજાર ગ્રાહકોને નોટિસ ફટકારવામાં આવી છે.

આવા અકસ્માતના બનાવોમાં ઘણા નિર્દોષ લોકો મોતને ભેટ્યા હોવાનું પણ બહાર આવ્યું છે. ઇલે. મોટર ચાલુ કરતા, ગીઝર ચાલુ કરતા કે સામાન્ય રીતે ઘર કે દુકાનોમાં વીજળીને લગતી કામગીરી દરમ્યાન વીજશોક લાગતા હોય છે.

ખુદ વીજતંત્ર પાસે આવેલા કિસ્સાઓને ધ્યાને લઇ તંત્ર ગંભીર બન્યું છે અને ગ્રાહકોને જાગૃત બનવા અપીલ કરવામાં આવી છે. સાથે અકસ્માતથી બચવા અને રક્ષણ આપતા સાધન લગાડવાની તરફેણ કરવામાં આવી છે.

આ વાતને સમર્થન આપતાં પી.જી.વી.સી.એલ.ના કાર્યપાલક ઇજનેર સુનિલ બીરિયાનીના જણાવ્યા પ્રમાણે ગુજરાત ઇલેક્ટ્રીસિટી રેગ્યુલેટરી કમિશનના આદેશ પ્રમાણે પાંચ કિલો વોટથી વધારે વીજભાર ધરાવનારા વીજગ્રાહકોને અર્થ લીકેઝ સરકીટ બ્રેકર ફરજિયાત લગાવવાના રહેશે.

પાંચ કિલો વોટથી વધુ વીજભાર ધરાવનારાઓની કચ્છમાં સંખ્યા ૨૦ હજારથી ઉપર છે. આ તમામને ઇ.એલ.સી.બી. લગાવવા તેમણે તાકીદ કરી હતી.

વળી આ તમામ ગ્રાહકો સાધન લગાવવાની જાણ કરતી નોટિસ પણ મોકલવામાં આવી છે. ઇ.એલ.સી.બી. એવું સાધન છે જે ઘરમાં મીટર મારફતે આવતા પ્રવાહ સાથે એક વાયર જોડાયેલો હશે, જ્યારે બીજો છેડો અર્થીંગ સાથે જોડાયેલો હોય છે, તે રીતે ફિટીંગ કરવાની હોય છે.

આમ કરવાથી સામાન્ય કે ભારે શોર્ટ સર્કિટ થાય તો તુરંત વીજ પ્રવાહ જમીનમાં ચાલ્યો જાય છે અને સામાન્ય કરંટ લાગવાની સાથે પુરવઠો તુરંત બંધ થઇ જાય છે.

સલામતીની દ્રષ્ટિએ ખૂબ જ ઉપયોગી સાધન હોવાથી કમિશને સાધનની પસંદગી ઉતારીને પાંચ કિલો વોટથી ઉપરવાળા દરેક ગ્રાહકો માટે ફરજિયાત બનાવ્યું છે. નોટિસો તો મોકલવામાં આવી છે અને જો સાધન જ્યાં લગાવેલા નહીં હોય અને અચાનક ચેકિંગ દરમ્યાન જોવા મળશે તેની સામે કાર્યવાહી કરાશે એમ તેમણે જણાવ્યું હતું.

*પાણી ચોરી...* કચ્છમાં વરસાદ ખેંચાતાં ડેમ-તળાવના પાણી ચોરાય નહીં તે માટે ખાસ ટીમો રચવાનો કલેક્ટરે આદેશ આપ્યો છે, ત્યારે માંડવી તાલુકાના જ્યોતેશ્વર ડેમમાં શક્તિશાળી ડીઝલ એન્જિનની હારમાળા અને સુકાતું જતું ડેમનું પાણી અલગ જ સ્થિતિ દર્શાવી જાય છે.

*વાંઢાયમાં પાટીદાર સનાતન એકતા મંચના સંમેલનમાં સંબોધન કરતા અધ્યક્ષ શિવદાસભાઇ પટેલ અને ઉપસ્થિત જ્ઞાતિજનો. (તસવીર : રમેશ રોશિયા)*

# પાટીદાર સનાતન સમાજ અન્યાય સામે ખફા

**વાંઢાયમાં મળેલા સંમેલનમાં અવાજ ઉઠાવવા માટે હાકલ**

ભુજ, તા. ૨૭ : તાલુકાના વાંઢાય ખાતે ઉમિયા માતાજી સંસ્થાનના પ્રાંગણમાં પૂર્વ કચ્છ પાટીદાર સનાતન એકતા મંચે કેન્દ્રીય સમાજ દ્વારા કરાતા અન્યાય માટે બોલાવેલા સંમેલનમાં યક્ષ નદીથી પૂર્વ તરફના સનાતની પાટીદારો ઊમટ્યા હતા. કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી અને સમાજના મોવડી શિવદાસભાઇ છાભૈયાના અધ્યક્ષસ્થાને મળેલી બેઠકમાં અન્યાય સામે અવાજ ઉઠાવવા એકસૂર વ્યક્ત કરાયો હતો.

સનાતન સમાજમાં સામાજિક જાગૃતિ માટે મળેલી બેઠકના પ્રારંભે આવકાર બાદ કેન્દ્રીય સમાજના પૂર્વ ઉપપ્રમુખ સામજીભાઇ નાકરાણીએ કેન્દ્રીય સમાજ દ્વારા આ વિસ્તારને કરાતા અન્યાયની વિગતે વાત કહેતાં બેધારી નીતિ અને શ્વેતપત્ર બાદ ઘટક સમાજમાં ફેલાયેલી અસમંજસની પરિસ્થિતિ વિશે માહિતી આપી હતી. સામાજિક સમસ્યાઓ અંગે મુંબઇમાં મળેલી બેઠકની માહિતી વિશનજીભાઇ માવાણી, કાંતિલાલ સેંઘાણી અને રવિલાલ રામજિયાણીએ આપી હતી. બેઠકમાં માંડવી હોસ્ટેલ નિર્માણ સમિતિએ માંડવી વિસ્તારમાં કરેલા વિકાસકામોનો અહેવાલ મેઘજીભાઇ રામજિયાણીએ આપ્યો હતો.

સમિતિના પ્રમુખ નારાણ ખીમજી ચૌહાણે માંડવી ખાતેના સમાજની છાત્રાલયને જિલ્લાનું શ્રેષ્ઠ છાત્રાલય ગણાવતાં કહ્યું હતું કે, સમિતિને બરખાસ્ત કરવામાં આવતાં તેમાં કેન્દ્રીય સમાજના મોવડીઓની આડોડાઇ છતી થઇ ગઇ છે. રેવાલાલ પાટીદારે પોતાના અનુભવની વાત કહી હતી. કંઠી વિસ્તારના સમૂહલગ્ન સમિતિના પ્રમુખ કેશવલાલ લીંબાણીએ સંકલનના અભાવે અમુક પ્રશ્નો ઉદભવ્યાની વાત કહી હતી. વધુમાં તેમણે જૂના સંબંધો ચાલુ રાખી શ્વેતપત્રનો અમલ કરવા જણાવ્યું હતું.

કંઠી વિભાગના વિરોધ વચ્ચે પૂર્વ કચ્છ પાટીદાર સનાતન એકતા મંચની રચના કરાઇ હતી. મણિલાલ ભગતે એકતા પંચની આવશ્યક્તા સામે સવાલો કર્યા હતા. બેઠકના અધ્યક્ષસ્થાનેથી બોલતાં શિવદાસભાઇ પટેલે મંચનો હેતુ સમજાવતાં કહ્યું હતું કે, આપણો સમાજ શિસ્તબદ્ધ સમાજ તરીકે ઓળખાય છે. આ મંચ સમાજના વિભાજન માટે નહીં પણ સનાતન સમાજની એકતા માટે બનાવાયો છે. મંચ સમાજના વિકાસકાર્યોમાં પૂરક બનશે અને જરૂર પડ્યે અન્યાય સામે અવાજ ઉઠાવશે.

કચ્છ જિલ્લા શિક્ષણ સમિતિના ચેરમેન કેશુભાઇ પારસિયાએ આક્ષેપોને નકારી પરીક્ષાઓના સમય અને આયોજન વચ્ચેના ખુલાસા કર્યા હતા. એ સાથે તેમણે સંસ્કારધામ ખાતે શરૂ થયેલી શાળાની મંજૂરીમાં સહયોગ કર્યો હોવાની વાત કહી હતી. સભામાં ધારાસભ્ય ધનજીભાઇ સેંઘાણી, ચંદુભાઇ વાડિયા, દેવજીભાઇ લીંબાણી, શિવજીભાઇ કાનાણી, શાંતિલાલ દિવાણી, માધવજી અમૃતિયા, હરેશ દડગા, ડો. પ્રેમજીભાઇ ઘોઘારી, શાંતિભાઇ ચૌધરી, ગોવિંદભાઇ સેંઘાણી, ભવાનજી સેંઘાણી અને ગંગારામ ચૌહાણ વગેરે અગ્રણીઓએ ચર્ચામાં ભાગ લીધો હતો. સંચાલન જયેશભાઇ છાભૈયાએ કર્યું હતું.

This is wrong report.
Ekta Manch is not formed.
Many people mentioned in the report have not spoken.
While majority of people, in the very same meeting, protested against formation of such Manch.
See video recording of the meeting.

## કચ્છ યુનિ.ની અધૂરાશો પ્રત્યે જાગૃતિ દાખવવા માંગ

ભુજ, તા. ૨૭ : કચ્છ યુનિ.માં ખાલી જગ્યાઓ સહિતના પ્રશ્ને પ્રજાકીય પ્રતિનિધિઓને જાગૃત બનવા બુઝુર્ગ કેળવણીકારે અનુરોધ કર્યો છે. હાલે યુનિ.માં રજિસ્ટ્રાર, પરીક્ષા નિયામક, હિસાબી અધિકારી અને અધ્યાપકોની જગ્યા ખાલી હોવાથી સમગ્ર કાર્ય પર માઠી અસર થતી હોવાનું જણાવતાં કેળવણીવિદ્ પ્રા. વખતસિંહ જાડેજાએ યુનિ. ગ્રાન્ટ કમિશન દ્વારા ગ્રાન્ટની ફાળવણી ન થવા અંગે દુઃખ વ્યક્ત કરતાં સેન્ટ્રલ યુનિ.ની માંગ દોહરાવી હતી અને આ સમગ્ર પ્રશ્ને કચ્છના સાંસદ - પાંચ ધારાસભ્યો મૌન સેવતા હોવા અંગે રંજ વ્યક્ત કરી આ પ્રશ્ન મુખ્યમંત્રી સમક્ષ અસરકારક રીતે રજૂ કરવા અનુરોધ કર્યો હતો.

# અબડાસાના અનેક ગામોમાં સળંગ બંધ રહેતા વીજપુરવઠાથી નારાજગી

**વકીલ મંડળ અને મહેશ્વરી સમાજે કરેલી રજૂઆત**

નલિયા, તા. ૨૭ : અબડાસામાં છેલ્લા એક મહિનાથી મરંમતના નામે બે કે ત્રણ દિવસ સળંગ વીજપુરવઠો બંધ રખાતાં કોર્ટ કચેરીના કામોને અસર થવાની સાથે પાણી યોજના જેવી જાહેર સેવાને પણ માઠી અસર પહોંચી છે. આ અંગે અબડાસા વકીલ મંડળ અને મહેશ્વરી સમાજે વિરોધ વ્યક્ત કરી વીજળી પુરવઠો નિયમિત આપવા માગણી કરી છે.

અબડાસાના મોથાળા અને કોઠારા વચ્ચે વીજ વાયરિંગ બદલવાની કામગીરી લાંબા સમયથી ચાલુ છે. જેના કારણે મોથાળા, કોઠારા, નલિયા અને વાગોઠ ૬૬ કેવીમાંથી વીજળી મેળવતા દોઢસો ગામોમાં સળંગ બે કે ત્રણ દિવસ લાઇટ બંધ રાખવામાં આવે છે.

બુધવારે વીજળી પુરવઠો તમામ ગામોમાં બંધ રહ્યો હતો તેવી જ રીતે ગુરુવારે પણ વીજળી સેવા મરંમતના બહાના હેઠળ બંધ કરી દેવાઇ હતી. જેના કારણે સરકારી કામકાજોનો નિવેડો આવતો નથી.

આ અંગે નલિયા વકીલ મંડળના પ્રમુખ બી.બી. જાડેજા તથા તાલુકા મહેશ્વરી સમાજના પ્રમુખ લાલજીભાઇ કટુઆ (એડવોકેટ) વિગેરે છાસવારે બંધ કરી દેવાતા વીજપુરવઠાના કારણે કોર્ટના કામકાજને પણ અસર પહોંચી છે તેમ કહ્યું હતું.

બીજીતરફ સળંગ બે કે ત્રણ દિવસ લાઇટ દિવસ દરમ્યાન બંધ રાખવાના કારણે પાણી યોજના જેવી સેવાઓને અસર પહોંચી છે. ઘણાં બધાં ગામોમાં વીજળી પુરવઠાના અભાવે પાણી પહોંચતું નથી. એકતરફ વરસાદ ખેંચાતાં આમ પણ અનેક ગામોમાં પીવાના પાણીની બૂમ ઊઠી છે. બીજીતરફ વીજળી પુરવઠો કલાકો સુધી આખા તાલુકામાં બંધ રહેતાં પીવાના પાણીની સમસ્યા અનેક ગામોમાં પરાકાષ્ટાએ પહોંચી છે.

## મહિલા સંસ્થા દ્વારા છાત્રાઓને ગણવેશનું વિતરણ કરાયું

ભુજ, તા. ૨૭ : શહેરની ઇન્નરવ્હીલ કલબ દ્વારા ઇન્દ્રાબાઇ ગર્લ્સ હાઇસ્કૂલની જરૂરિયાતમંદ છાત્રાઓને ગણવેશ તથા નોટબુકોનું વિતરણ કરાયું હતું.

સંસ્થાની સભ્ય બહેનોના આર્થિક સહયોગથી આ ગણવેશ તથા નોટબુકોનું વિતરણ કરાયું હતું. શાળાના કાર્યકારી આચાર્યા દર્શનાબેન પંડ્યા અને બેલાબેન મહેતાનો સહયોગ મળ્યો હતો. કલબના પ્રમુખ ધનવંતીબેન શાહ, મંત્રી લતાબેન તન્ના, કમળાબેન વ્યાસ, કમલાબેન ઠક્કર, બિન્દુબેન, સરલાબેન છાયા, મંજુલાબેન ઉપાધ્યાય, અમિતાબેન, દીપાલીબેન, હંસાબેન ઠક્કર, હંસા વૈષ્નવ, જ્યોતિબેન કોઠારી, જ્યોતિબેન ઠક્કર, રમીલાબેન મહેતા વિ. ઉપસ્થિત રહ્યા હતા.

AquaSure
EUREKA FORBES
Your friend for life
Rs.14,999/- Rs.9,999/- Rs.2,399/- Rs.6,999/-
G.K. Enterprises Ph.:02836-236419/9825341927

Archived by: www.realpatidar.com/library

# કોલેજ માટે જમીન ફાળવવા દયાપર ગ્રા.પં. દ્વારા દરખાસ્ત

## પાંચ એકરની વિધિ સંપન્ન થઇ : દયાપર ગ્રા.પં.ની ખુદની કચેરી શોધવી પડે તેવી દશામાં : નારાયણ સરોવરમાં એસ.ટી. કંટ્રોલ રૂમ શરૂ તો થયો પણ તેના પર કોઇનો 'કંટ્રોલ' નથી

લખપતજી લહેર
વિશ્વનાથ જોશી

દયાપર (તા. લખપત), તા. ૨૭ : છેવાડાના લખપત તાલુકામાં એકબાજુ વિકાસના કામો થઇ રહ્યા છે તો બીજીબાજુ મંજૂર થયેલા કામો પર હજુ ઘણું ખૂટતું હોવાથી અધૂરાશભર્યા કાર્યોને બદલે સંપૂર્ણ કાર્યો જ હાથ ધરવામાં આવે તેવી માંગ ઊઠી છે.

કચ્છના ૧૦ તાલુકા પૈકી નવ તાલુકામાં એસ.ટી. કંટ્રોલ પોઇન્ટ વરસોથી કાર્યરત છે. એક લખપત તાલુકો બાકી હતો. નારાયણસરોવર ખાતે કંટ્રોલ પોઇન્ટ કાર્યરત કરાતાં લોકોને આશા જાગી હતી પરંતુ ત્રણ-ત્રણ વખત ઉદ્ઘાટન થયા પછીય હજુ આ કંટ્રોલ પોઇન્ટ ચોકીદારના ભરોસે ચલાવાય છે પરિણામે સેવા છે છતાં નથી.

૧૦ વર્ષ પહેલાં કોટેશ્વર ખાતે મોરારિબાપુની કથા વખતે આ કંટ્રોલ પોઇન્ટ શરૂ કરાયો. કથા દરમ્યાન તે વ્યવસ્થિત ચાલ્યો પરંતુ અચાનક બંધ કરી દેવાયો. ત્યારબાદ હાલમાં વાજતે-ગાજતે કંટ્રોલ પોઇન્ટનું ઉદ્ઘાટન બીજીવાર થયું... ! અહીં વિદ્યાર્થીઓ માટે પાસ બનાવવાની સગવડતા, નવી એસ.ટી. બસો ચાલુ થશે આવા પ્રવચનો થયા પરંતુ હાલમાં સમગ્ર સંકુલ એક ચોકીદારના હવાલે કરી દેવાયું છે. કંટ્રોલ રૂમમાં વીજળી, પાણી, ટેલિફોન સુવિધા પણ ચાલુ કરી દેવાઇ છે પણ ખાટલે મોટી ખોટ ૨૬૬૬૬૪ ટેલિફોન 'નો રિપ્લાય' જ આવી રહ્યો છે. વળી આ એસ.ટી. કંટ્રોલ રૂમ શરૂ થયો છતાંય એસ.ટી. બસ તો હજુ જૂની જગ્યાએ જ ઊભી રહે છે ! અને કંટ્રોલ રૂમને બાય બાય કરીને સીધી જ જાય છે ! કંટ્રોલ રૂમનો મતલબ શો ? એ સવાલ તાલુકાને સતાવે છે.

**લખપત કોલેજનો માર્ગ મોકળો**

છેવાડાના તાલુકામાં એક પણ કોલેજ નથી પરિણામે ધો. ૧૨ પછી કોલેજ માટે વિદ્યાર્થીઓને નખત્રાણા સુધી અપડાઉન કરવું પડે છે. નારાયણસરોવરથી નખત્રાણા ૧૦૦ કિ.મી. જેટલું અંતર થાય. દયાપરથી ૬૦ કિ.મી. જેટલું અંતર થાય પરિણામે વિદ્યાર્થીઓનો મોટો સમય રસ્તામાં જ (અપડાઉન)માં પસાર થઇ જાય છે. જેના કારણે હાલમાં ખાસ કરીને વિદ્યાર્થિનીઓએ અપડાઉનથી બચવા ઓપન યુનિવર્સિટીમાં ઘરબેઠા કોલેજનો અભ્યાસ કરવાનું નક્કી કર્યું છે તો ઘણા વિદ્યાર્થીઓ ભુજ હોસ્ટેલમાં રહી અભ્યાસ કરવાનું પણ નક્કી કર્યું છે જે ખર્ચાળ છે.

જીએમડીસી દ્વારા લખપત તાલુકામાં કોલેજનું નિર્માણ થઇ રહ્યું છે તેવી લાંબી ચર્ચા બાદ હવે ખનિજ નિગમને ઇન્જિનીયરિંગ કોલેજ માટે પાનધ્રો ગ્રામપંચાયતે પાંચ એકર જમીન ફાળવી દીધી છે. પાનધ્રો હાઇસ્કૂલ પાસે આ જમીન પર જીએમડીસી હવે આગળની કાર્યવાહી પૂર્ણ કરી ત્વરિત કોલેજનું કામ શરૂ કરાવે તે લોકમાંગ છે. પાનધ્રો સરપંચ વિક્રમસિંહ સોઢાનો સંપર્ક કરતાં તેમણે આ બાબતને સમર્થન આપ્યું હતું. વધુમાં સરકારની વિવિધ યોજના અંતર્ગત પાનધ્રો ગામમાં ૩૦ લાખના ખર્ચે અને વર્માનગરના એકતાનગરમાં ૫ લાખના ખર્ચે ગટર યોજનાનું કામ પણ મંજૂર થયું હોવાનું જણાવ્યું હતું. અત્રે ઉલ્લેખનીય છે કે ઔદ્યોગિક વસાહત વર્માનગર સામે આવેલા એકતાનગરમાં ખારકુવા માટે પાંચથી દશ ફુટ જમીન ખોદાય તો પણ દરિયાનું ખારું પણ નીકળી આવે છે પરિણામે ગટર યોજના બહુ જ મહત્ત્વની બની રહેશે.

*નારાયણસરોવર એસ.ટી. કંટ્રોલ પોઇન્ટ. ખાલીખમ દેખાય છે*

**૧૯૭૧ના વસાહતીઓ માટે ગામતળ**

૧૯૭૧માં પાકિસ્તાનથી ભારત આવેલા પરિવારો લખપત તાલુકાના નવાનગર, સોનલનગરમાં પણ વસવાટ કરી રહ્યા છે. આ પરિવારો માટે ગામતળ મંજૂરીનો પ્રશ્ન અતિપેચીદો અને મુશ્કેલ છે. નવાનગર-સોનલનગરના ગ્રામજનોએ ધારાસભ્ય જયંતીભાઇ ભાનુશાલીના લોકસંપર્ક વખતે યોગ્ય રજૂઆતો કરી હતી અને શ્રી ભાનુશાલીએ આ પ્રશ્ન ઉકેલવા ગ્રામપંચાયતનો ઠરાવ મહત્ત્વનો લેખાવ્યો હતો. પાનધ્રો ગ્રામપંચાયત દ્વારા આ બંને ગામતળ માટેનો ઠરાવ હવે નાયબ કલેક્ટર-નખત્રાણાને આપી દેવાયો છે ત્યારે બંને ગામના વસાહતીઓમાં ગામતળ મંજૂર થવાની આશા જાગી છે. જો કે, પાનધ્રો સરપંચએ હકારાત્મક અભિગમ દાખવ્યો છે. હાલમાં બી.પી.એલ. લાભાર્થીને જો ૧૦૦ ચો. વાર પ્લોટ આપવો હોય તો કેમ મંજૂર કરવો તે પ્રશ્ન સતાવતો હતો. હવે ગામલોકોને નવી આશા જાગી છે.

**તાલુકાના મુખ્યમથકની ગ્રા.પં. કચેરી ક્યાં... ?**

ચાર હજારની વસ્તી ધરાવતા તાલુકાના મુખ્યમથક દયાપરની ગ્રામપંચાયત કચેરી ક્યાં છે ? તે શોધવી પડે છે. કારણ કે અતિ જર્જરિત ગ્રામપંચાયત કચેરીનું મકાન દોઢ વર્ષ પહેલાં ખાલી કરી દેવાયું છે અને હાલમાં સરદાર પટેલ યુવક મંડળની કચેરીમાં ગ્રામપંચાયત કાર્યરત છે આ અગાઉ શરૂઆતમાં પી.એમ. લીંબાણી વિદ્યાલયમાં લઇ જવાઇ હતી પરંતુ હજુ ગ્રામપંચાયત કચેરીનું નવું મકાન બન્યું નથી...! જો કે, તાજેતરમાં એ.ટી.વી.ટી.ની મળેલી બેઠકમાં દયાપર ગ્રા.પં. કચેરીનું મકાન બનાવવા દરખાસ્ત કરાઇ હતી. ગ્રા.પં.નું મકાન બસ સ્ટેશનની સામે અથવા જૂની ગ્રા.પં.ની જગ્યા પર બનાવાય તેવી સંભાવના છે. દયાપર નજીક નાની વિરાણી ગ્રામપંચાયતનું મકાન પણ જર્જરિત થતાં કોમ્યુનિટી હોલમાં કાર્યરત છે.

# કંડલા-જખૌ વચ્ચે આંતરિક માલ પરિવહન શક્ય

## કંડલા મહાબંદરે ફલોટિંગ ક્રેનની અર્પણવિધિ વખતે સિમેન્ટના પરિવહન અર્થે જહાજી સેવા શરૂ કરવાની દિશામાં ખાનગી કંપનીનો સંકેત



ગાંધીધામ, તા. ૨૦ : કચ્છના પશ્ચિમ ભાગમાં મહાકાય સિમેન્ટ એકમો કાર્યરત થયાં છે. આ ઉદ્યોગોની લગભગ ૧૩ મિલિયન મેટ્રીક ટન માલ હેરફેરની જરૂરિયાત છે ત્યારે આ પરિવહન કંડલા મહાબંદરેથી થાય તે માટે કંડલા-જખૌ વચ્ચે જહાજી સેવા શરૂ કરવાનો સંકેત અગ્રણી શિપિંગ કંપની રિષિ શિપિંગે આજે અહીં આપ્યો હતો. કંડલા મહાબંદરે પ્રથમ ફલોટિંગ ક્રેનની અર્પણવિધિ કરાતાં આ મહાબંદરે સમગ્ર દેશમાં પેનામેક્સ અને કેપસાઇઝ જહાજોના હેન્ડલિંગમાં પગપેસારો કર્યો હતો.

રિષિ શિપિંગ કંપની દ્વારા જર્મનીથી ખરીદાયેલી ફલોટિંગ ક્રેનને અર્પણ કરતાં શિપિંગ મંત્રાલયના ખાસ સચિવ અને ફાયનાન્સિયલ એડવાઇઝર વિજય છીબ્બરે જણાવ્યું હતું કે, કંડલા એવું પ્રથમ મહાબંદર બન્યું છે. જ્યાં કેપસાઇઝ બ્રેસલ આવશે. આ દિવસ અમારા શિપિંગ મંત્રાલય માટે ખૂબ જ મહત્ત્વનો છે. રિષિ શિપિંગ પડકાર ઝીલી રહી છે. પડકારો ઝીલવાનું જોમ આ દેશને અત્યારે ખૂબ જરૂરી છે.

કંડલા બંદરનો લે-આઉટ જોતાં તે બાર્જ હેન્ડલિંગ માટે યોગ્ય છે છતાં ગમે તે કારણે તેણે જેટીઓ બાંધીને મોટાં જહાજો કિનારે લઇને માલની હેરફેર કરી છે. આમ છતાં કંડલા પોર્ટ ટ્રસ્ટે પોતાની નીતિઓ ઉપર પુનઃવિચાર કરવો જોઇએ. જેમાં સમયની તથા નાણાંની બચત થાય તેવા બાર્જ હેન્ડલિંગ સહિતના રસ્તા અપનાવવા જોઇએ તેવો તેમણે અનુરોધ કર્યો હતો. તેમણે રિષિ શિપિંગ તથા તેના માલિક બી. કે. મનસુખાણીએ કરેલા આ પ્રયાસને અન્ય બંદરો માટે દિશા નિર્દેશ ગણાવી અભિનંદન આપ્યાં હતાં. ઇફકોના મેનેજિંગ ડાયરેક્ટર ડૉ. ઉદયશંકર અવસ્થીએ પણ રિષિ શિપિંગનાં સાહસને બિરદાવતાં કહ્યું હતું કે, નવો ચીલો કોઇ પાડે તો જ વિશ્વ તેમને યાદ કરે છે. તેમણે સરકારમાંથી ખાસ તો શિપિંગ મંત્રાલયમાંથી મંજુરીઓ મેળવવામાં વેડફાતા સમયને અયોગ્ય ગણાવી નારાજગી વ્યક્ત કરી હતી.

કેપીટી ચેરમેન પી. ડી. વાઘેલાએ જણાવ્યું હતું કે, વિકાસ કરવો સરળ નથી. વિકાસના દરેક કદમ ઉપર અડચણો નડે છે. આવા સંજોગોમાં ફલોટિંગ ક્રેન અહીં લાવવાનો રિષિ શિપિંગ, કંડલા પોર્ટ ટ્રસ્ટ, ટ્રસ્ટીઓ, અધિકારીઓ સૌનો નિર્ણય ઐતિહાસિક છે. જે રીતે કંડલા મહાબંદર સિદ્ધિ મેળવી રહ્યું છે તે જોતાં બંદરના તમામ વપરાશકારો અભિનંદનને પાત્ર છે તેવું તેમણે ઉમેર્યું હતું.

શરૂમાં ફલોટિંગ ક્રેનના સાહસ અંગે માહિતી આપતાં વી. કે. મનસુખાણીએ જણાવ્યું હતું કે, તેમણે શરૂઆતથી જ આયાત-નિકાસ કેમ સસ્તી થાય તેવા જ પ્રયાસ કર્યા છે. કેપીટી ચેરમેન તથા તેમની ટીમે તે દિશામાં પ્રયત્ન કર્યા, ટ્રસ્ટીઓનો હકારાત્મક સહયોગ મળ્યો ત્યારે આ ફલોટિંગ ક્રેન અહીં લાવી શકાઇ છે.

તેમણે કંડલાથી જખૌ કચ્છમાંને કચ્છમાં જ કોસ્ટલ મૂવમેન્ટ શરૂ કરવાનો વિચાર વ્યક્ત કરતાં જણાવ્યું હતું કે, સિમેન્ટના કલીન્કર્સ જહાજથી અહીં આવે અને સિમેન્ટ તૈયાર થઇને પરત જાય આ સમગ્ર મૂવમેન્ટ કંડલા આવે તો ૧૩ મિ.મે. ટન કારગો વધી જાય.

અગાઉ નીતુ મનસુખાણીએ સૌને આવકાર્યા હતા. કાર્યક્રમમાં શિપિંગ મંત્રાલયના માજી સંયુકત સચિવ અને હવે ફર્ટીલાઇઝર એસો. ઓફ ઇન્ડિયા (ફઇ)ના ડાયરેક્ટર જનરલ, સતીષચંદ્ર, ઇફકોના ડાયરેક્ટર એ. રોય, સહારા જૂથના ચેરમેન ડી. પી. સિંઘ, અગ્રણી ઉદ્યોગકારો સુનિલ દવે, અનુપમ દેવ વગેરે ઉપસ્થિત રહ્યા હતા. વ્યવસ્થા રિષિ શિપિંગના મનોજ મનસુખાણી, રિષિ મનસુખાણી વગેરેએ સંભાળી હતી. આ સમગ્ર કાર્યક્રમ દરિયામાં ઊભેલી ફલોટિંગ ક્રેન ઉપર જ યોજાયો હતો.

## સંગીત એ દર્દમાં વિસામો આપતી પરબ છે : આદિપુરમાં સૂર સાધના ગ્રુપની સ્થાપના

આદિપુર, તા. ૨૭ : સંગીત એ જિંદગીમાં ગમ, દર્દ અને વિટંબણાઓમાં વિસામો આપતી પરબ છે તેવું અહીં સૂર સાધના ગ્રુપની સ્થાપના પ્રસંગે હાસ્ય ક્લબના કન્વીનર મુકુંદભાઇ મહેતાએ જણાવ્યું હતું. અધ્યક્ષસ્થાનેથી સંગીતજ્ઞ ધીરુભાઇ ભટ્ટે સંસ્થાનો ઉદ્દેશ ઉજાગર કરતાં જીવનમાં સંગીતના સ્થાન વિશે છણાવટ કરી હતી.

જખાભાઇ આહીર તથા ગોવિંદ દનિચાએ ધીરુભાઇના આ સાહસને સંગીત પ્રેમીભાઇઓ ઉમળકાથી વધાવી લેશે એવી અપેક્ષા દર્શાવી માનવતા ગ્રુપ અને ગુજરાતી સેવા સમાજના સહકારની ખાત્રી આપી હતી. સંગીત સંધ્યામાં પ્રવીણભાઇ પાટણિયા, જયકિશન બેદી વિગેરેએ રસલહાણ પીરસી હતી. સાજીંદાઓ મોહનભાઇ, પીનારા, સુરેશ ઠક્કરે સૂર રેલાવ્યા હતા.

## પીએચ.ડી.ના માર્ગદર્શક બન્યા

આદિપુર, તા. ૨૭ : અહીંની તોલાણી ઇન્સ્ટિટ્યૂટ ઓફ મેનેજમેન્ટ સ્ટડીઝના પ્રોફેસર અને પી.જી.ડી.એમ.ના કો-ઓર્ડિનેટર ડૉ. તેજસ પુજારાને રાજકોટ સ્થિત આર. કે. યુનિવર્સિટીમાં મેનેજમેન્ટ વિષયમાં પીએચ.ડી.ના માર્ગદર્શક તરીકેની માન્યતા મળતાં અહીંની તોલાણી વિદ્યામંદિરની પાઘમાં સિદ્ધિની કલગી ઉમેરાઇ છે.

છેલ્લા ૧૨ વર્ષથી 'ટીમ્સ'માં કાર્યરત ડૉ. પુજારાના ૧૦ સંશોધન પત્રો પ્રગટ થયેલા છે તથા તેમણે પૂણે, ઉદયપુર, મણિપાલ, હૈદરાબાદ ખાતેની કોલેજો ઉપરાંત સ્થાનિક કંપનીઓમાં પણ મેનેજમેન્ટ અંગેના વ્યાખ્યાનો અને તાલીમ વર્ગોનું સંચાલન કર્યું છે. ઉત્તર ગુજરાત યુનિ.માંથી ઇ.સી. એન્જિનીયરિંગમાં સુવર્ણચંદ્રક પ્રાપ્ત ડૉ. પૂજારાએ માર્કેટિંગમાં એમ.બી.એ. કર્યું છે.

*માંડવી સુધરાઇની સામાન્ય સભામાં પ્રમુખ ઉર્મિલાબેન પીઠડિયા તેમજ અન્ય સભ્યો. (તસવીર : દીપક રાઠોડ)*

# માંડવીના વિકાસકામો માટે ૧ કરોડ ફાળવાયા

## સુધરાઇની સામાન્ય સભામાં ૧૫ જેટલા ઠરાવોને મંજૂરી

માંડવી, તા. ૨૭ : આ બંદરીય શહેર પાલિકાની સામાન્ય સભાએ ૧૫ જેટલા ઠરાવોને સર્વાનુમતે બહાલી આપીને વિકાસકામો મંજૂર કર્યા હતા. આ અગાઉ ગુજરાત મ્યુ. ફાઇનાન્સ બોર્ડ દ્વારા મળેલા રૂા. ૬૦ લાખમાંથી પીવાના પાણીની પરિસ્થિતિ જાળવવા એક ટ્યૂબવેલ, બે સબમર્શીબલ મોટરો ઉપરાંત ડ્રેનેજ પંપિંગ સ્ટેશન માટે બે એન્ટી કલોક મડ પંપ ખરીદવાનો નિર્ણય લેવાયો હતો. યોગાનુયોગ સભાની કાર્યવાહી પૂર્ણ થતાંની સાથે લોકભાગીદારીથી વિકાસકામો સંપન્ન કરવા રાજ્ય સરકારે રૂપિયા એક કરોડની ખાસ સહાય સંબંધી ફેક્સથી ફાળવણી નસીબ થઇ હતી. સભાએ તાજેતરના ગૌહત્યા કાંડને સખત રીતે વખોડી કાઢયો હતો.

આજે બપોરે અત્રેના નગર સેવા સદન ખાતે હરિરામ નથુભાઇ કોઠારી સભાખંડ ખાતે મળેલી સામાન્ય સભાએ કાર્યવાહીના આરંભે સદસ્ય મેહુલ એ. શાહ દ્વારા પેશ કરાયેલા ઠરાવ દ્વારા તાજેતરમાં ભુજ ખાતે પ્રકાશમાં આવેલા ગૌહત્યા કાંડની તીવ્ર ઝાટકણી કાઢીને સર્વાનુમતે વખોડી કાનૂની કાર્યવાહીની માંગ કરી હતી.

પાલિકા અધ્યક્ષા ઉર્મિલાબેન પીઠડિયાના પ્રમુખપદે યોજાયેલી સામાન્ય સભામાં ૧૫ જેટલા ઠરાવો દ્વારા વિકાસકામો મંજૂર કરાયાં હતાં. આ કામોમાં ગત ત્રણ માસોમાં ગુજરાત મ્યુનિસિપલ ફાઇનાન્સ બોર્ડ દ્વારા મળેલી રૂા.૬૦ લાખની ગ્રાન્ટમાંથી પીવાના પાણીની પરિસ્થિતિને જાળવી રાખવા માટે વધારાનો ટ્યૂબવેલ, બે સબમર્શીબલ મોટરો, સુએજ (ડ્રેનેજ) પંપિંગ સ્ટેશન માટે એન્ટી કલોક મડ (ગારો) સોસવા માટે બે પંપો વગેરેની ખરીદીનો નિર્ણય લેવાયો હતો.

શીતલા મંદિર પાસેની પછાત ન્યૂ મારવાડા વસાહતમાં રૂા. ૧ લાખ ૧૦ હજારના ખર્ચે સ્મશાન દીવાલ બનાવવા, વરસાદ ખેંચાતાં પાણી પુરવઠાને માઠી અસર પહોંચવાની સંભાવના ધ્યાને લઇ દૈનિક જળ વિતરણ જાળવવા વધારાના છ પાતાળકૂવાઓ અર્થે રૂા. ૫૦ લાખની દરખાસ્ત કરવા મુખ્યાધિકારીને સત્તા અપાઇ હતી. ચતુરવર્ષીય આકારણીના સમયમાં રજૂ થયેલી વાંધા અરજીઓનો નિકાલ થતાં રૂા. ત્રણ કરોડની માંગણીને અંતિમ સ્વરૂપ અપાયું હતું.

સ્વર્ણિમ જયંતી મુખ્યમંત્રી શહેરી વિકાસ યોજના હેઠળ મંજૂર ૧૩ કરોડ અંતર્ગત તાજેતરના કચ્છી નવા વર્ષે રાજ્યમંત્રી વાસણભાઇ આહીરના હાથે નદીપારમાં થયેલા શિલાન્યાસ યોજના સમયબદ્ધ સંપન્ન કરાવવા, સેનિટેશન વિભાગ અને રોજંદાર સફાઇ કામદારો, ડ્રાઇવરો, વોર્ડમેનોને રેઇનકોટ, બંડી પ્રદાન કરાવવાનો નિર્ણય લેવાયો હતો.

પાલિકામાં ૨૭ જનરલ બોર્ડ સામે ૨૪ સદસ્યો સભામાં ઉપસ્થિત હતા. સભાને અંતે વરસાદ ખેંચાતાં સંભવિત અછતની પરિસ્થિતિમાં અબોલ, મૂંગા જીવોના હિતાર્થે પાલિકાનો જો લોકભાગીદારીથી ઢોરવાળો કાર્યરત કરે તો તે સંબંધે જમીન ઉપલબ્ધ કરાવવા ઉપાધ્યક્ષ હાજી આમદ હાજી હસન જુણેજાએ કરેલી જાહેરાતની પ્રશસ્તિ કરાઇ હતી. કારોબારી સમિતિના ચેરમેન સામતસિંહ સોઢા અને શ્રી જુણેજાએ યોજનાગત વિગતો આપી હતી. ન.સેવકો મેહુલ શાહ, કિશોરભાઇ ભીંડે વગેરેએ ચર્ચામાં ભાગ લીધો હતો. મુખ્યાધિકારી પંકજભાઇ બારોટ, ઓ. એસ. ભરતભાઇ સોનાઘેલાએ સંચાલનમાં સહયોગ આપ્યો હતો.

દરમ્યાન આજે રાજ્ય સરકારે જનભાગીદારી વડે શહેરીજનોના હિતાર્થે નગરમાં પાણી, ગટર, રોડલાઇટ, રસ્તા જેવાં વિકાસકામો સંપન્ન કરવા માટે રૂપિયા એક કરોડની ફાળવણી કરતો ફેક્સ ઊતર્યો હતો. આ યોજના હેઠળ ૧૦ ટકા સ્થાનિક તંત્ર, ૨૦ ટકા લોકભાગીદારી સાથે ૭૦ ટકા સરકારનો હિસ્સો હોવાનું ધોરણ છે. રાજ્યની અ, બ, ક અને ડ વર્ગની પાલિકાઓ માટે અનુક્રમે રૂા. ૨.૫ કરોડ, ૧.૫ કરોડ, ૧ કરોડ અને રૂા.૭૫ લાખની ખાસ ફાળવણી આજે કરાઇ હોવાનું સૂત્રોએ જણાવ્યું હતું.

વાચકોને સાદર... નૂતન વેબસાઇટ અને IPAD ઉપર જન્મભૂમિ પત્રો

જન્મભૂમિ પ્રવાસી, ફૂલછાબ, કચ્છમિત્ર, જન્મભૂમિ પંચાંગ, કવિતા, વ્યાપાર

જન્મભૂમિ પત્રોના પ્રિય વાચકોને જણાવતાં હર્ષ થાય છે કે જન્મભૂમિ પત્રો-જન્મભૂમિ, જન્મભૂમિ પ્રવાસી, વ્યાપાર (ગુજરાતી તથા હિન્દી આવૃત્તિ), ફૂલછાબ, કચ્છમિત્ર તથા કવિતા અને પંચાંગ-જ્યોતિષ વિભાગની સંપૂર્ણ માહિતી આપતી અદ્યતન વેબસાઇટ આપની સેવામાં હાજર છે. આ www.janmabhoominewspapers.com વેબસાઇટ પર સૌરાષ્ટ્ર ટ્રસ્ટના માનનીય ટ્રસ્ટીમંડળની માહિતી ઉપરાંત જન્મભૂમિ ગ્રુપનાં પ્રકાશનોની માહિતી અને ઇ-પેપર ઉપલબ્ધ થાય છે. દુનિયાના ગમે તે ખૂણે બેઠેલા વાચકો અત્યારે પણ અમારી વેબસાઇટનો લાભ મેળવે છે, પણ હવે તે વધુ રીડર ફ્રેન્ડલી બનાવવામાં આવી છે. વેબસાઇટમાં વિજ્ઞાપન અંગેની આવશ્યક માહિતી આપવામાં આવી છે અને વાર્ષિક લવાજમ ઑનલાઇન ભરવાની વ્યવસ્થા પણ છે. જન્મભૂમિ જ્યોતિષ વિભાગની સેવા હવે આસાનીથી ઑનલાઇન મેળવી શકાશે અને 'કવિતા'નો આસ્વાદ પણ માણી શકાશે. આ સાથે જ હવે જન્મભૂમિ પત્રો આઈ-પેડ અને આઈ-ફોન ઉપર પણ ઉપલબ્ધ છે. આપને જણાવતાં આનંદ થાય છે કે ટ્રાયલરન દરમિયાન પણ અમેરિકા, ઑસ્ટ્રેલિયા અને યુરોપના વાચકોએ લવાજમ ભરી દીધાં છે. આઈ-પેડ ઉપર ચપટી વગાડતાં અને આંગળી ફેરવતાંવેંત આપનાં પ્રિય અખબાર હાજર થઈ જાય છે અને અખબાર આપના હાથમાં હોય તેમ પાનાં ફેરવી શકો છો. સમાચાર અને પાનાં, ફોટા વગેરેની સાઇઝ નાની-મોટી કરવાની ચાવી આપની આંગળી અને અંગૂઠા પાસે છે. ઈન્ફોર્મેશન ટેક્નૉલૉજીની ક્રાંતિની આ કરામતનો લાભ હવે જન્મભૂમિ પત્રોના વાચકોને સાદર છે.
અમને વિશ્વાસ છે કે વાચકો આ 'કાયાકલ્પ' અને સુવિધાને ઉમળકાભેર વધાવી લેશે.

www.janmabhoominewspapers.com
http://www.usindia.com/e/Janmabhoomi.html

પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે સંવત ૨૦૬૯
લોકપ્રિયતાની ટોચ પર બિરાજતું
જન્મભૂમિ પંચાંગ
ખગોળસિદ્ધ સૂક્ષ્મ નિરયન ભારતીય પંચાંગ
આ પંચાંગનાં મુખ્ય આકર્ષણો
૧૨ માસ નહીં પરંતુ ૧૭ માસના આ સંપૂર્ણ પંચાંગમાં સંવત, શકે અને ઇસવીસન - એ ત્રણેયનો સમાવેશ કરવામાં આવ્યો છે.
સૂક્ષ્મતા, સ્પષ્ટતા અને અનુભવસિદ્ધ સત્યને દૃષ્ટિ સમક્ષ રાખીને ગણિત તેમ જ ફલાદેશના ક્ષેત્રે વૈજ્ઞાનિક સંશોધનના ઉદ્દેશથી છેલ્લાં ૬૮ વર્ષથી જન્મભૂમિ પંચાંગ સાદર કરવામાં આવે છે...
આવી અનેકવિધ વાનગીઓ એકમાત્ર 'જન્મભૂમિ પંચાંગ' સિવાય બીજે ક્યાંય મળશે ?
નકલ મેળવવામાં મુશ્કેલી નડે તો લખો : સર્ક્યુલેશન મેનેજર, કચ્છમિત્ર કાર્યાલય, ભુજ.
મનોજ વૈદ્ય, મો. ૯૪૨૮૬ ૮૩૯૬૫, ફોન : ૨૫૨૦૯૨
છૂટક નકલ રૂા. ૪૦/
રજિ. ટપાલના રૂા. ૪૮/- અલગ

## દુધઇથી ગેરકાયદે કોલસા લઇ જતી ટ્રક પકડાઇ

ભુજ, તા. ૨૭ : ગેરકાયદેસર કોલસા વાહતુક કામગીરી અટકાવવા આજે વહેલી સવારે કચ્છ પૂર્વ વન વિભાગ સ્ટાફે ભુજથી ભચાઉ માર્ગ પર પેટ્રોલિંગ કરતાં દુધઇ નજીક ટ્રક નં. જી.જે. ૧૨ એ.યુ. ૮૨૦૭માં ૨૪૨ બોરી કોલસા વગર પાસ પરમીટે વાહતુક કરતી હતી. તેને કબજે કરાઇ હતી.

આ ટ્રક કોલસા સહિત અંદાજિત કિંમત રૂા. ૫,૧૬,૦૦૦ની કબજે કરી અંજાર રેન્જ કચેરીએ રખાઇ છે. ટ્રક સાથે કોલસાના માલિક આરબ સાજણ જત ઉપરાંત નસીબા અસરુ જત અને ઇબ્રાહીમ અબ્દુલા જત તમામ રહે. મીંઢિયાળી-ભેખડાને અટકમાં લેવાયા છે. ટ્રકના માલિક અનવર હારૂન લુહાર રહે. નખત્રાણા છે તેવું તપાસ દરમ્યાન બહાર આવ્યું હતું.

આ કામગીરીમાં મદદનીશ વનસંરક્ષક મો. સ્કવોડ વી.એસ. દેવડા, પ.વ.અ. પ્રકાશ બૂચ, શ્રી કુરિયા, શ્રી ટાંક, વનપાલ આંજણા, રાહુલ દેસાઇ, તુષાર દેસાઇ, હંસરાજ, વનરક્ષક શામજી આહીર, જે.વી. કોલી, હરિલાલ ઠક્કર, મકવાણા, બારોટ, વિંઝોડા અને કુનપરા વગેરે જોડાયા હતા.

# નાના કપાયાની શાળાનો લોખંડનો ગેટ પડતાં કૂમળી વયની બાળકીનું મૃત્યુ

ભુજ, તા. ૨૭ : મુંદરા તાલુકાના નાના કપાયા ગામે સરકારી પ્રાથમિક શાળાનો લોખંડનો ગેટ અકસ્માતે પડતાં આ શાળાની વિદ્યાર્થિની કાજલ ડાયાલાલ સોધમ (ઉ.વ.૬)નું મૃત્યુ થયું હતું.

### વિશ્રાંતિ સમયે ભૂલકાંઓની રમત વચ્ચે બનેલી ઘટના

પોલીસના જણાવ્યા અનુસાર આજે બપોરે શાળામાં વિશ્રાંતિના સમયે કૂમળી વયના ભૂલકાં શાળાના મુખ્ય દરવાજા નજીક રમી રહ્યા હતા ત્યારે અકસ્માતે ભારેખમ અને તોતિંગ એવો લોખંડનો ગેટ જમીન ઉપર પડતાં માસૂમ બાળકી કાજલ તેના નીચે દબાઇ ગઇ હતી. અત્યંત ગંભીર ઇજાઓ પામેલી કૂમળી વયની આ બાળાનું સારવાર નસીબ થાય તે પહેલાં જ મૃત્યુ થયું હતું. ભોગ બનનાર બાળકીને તાત્કાલિક સારવાર માટે મુંદરાના સરકારી સામુહિક આરોગ્ય કેન્દ્રમાં ખસેડાઇ હતી. પણ આ પહેલાં તેનો જીવનદીપ બુઝાઇ ગયો હતો. લોખંડનો ગેટ પડતાં અને તેની નીચે કાજલ દબાઇ જતાં ભારે રાડારાડી અને ભાગાભાગી મચી હતી.

ગેટ કેમ પડયો તેના સહિતની તપાસ મુંદરા પોલીસે હાથ ધરી છે. હાલતુરત આ બાબતે અકસ્માત મોતનો ગુનો નોંધવામાં આવ્યો છે.

## સાંઘી સિમેન્ટ એકમને હાઇકોર્ટ દ્વારા નોટિસ

ભુજ, તા. ૨૭ : લખપત તાલુકાના જાડવા ગામની ગ્રામ પંચાયત દ્વારા રાજ્યની હાઇકોર્ટમાં કરવામાં આવેલી રિટના અનુસંધાને સાંઘી સિમેન્ટ એકમને હાઇકોર્ટ દ્વારા નોટિસ વિવિધ મુદ્દાના જવાબ માગ્યા છે.

જાડવા ગ્રામ પંચાયત વતી સરપંચ દેવલબેન રબારી દ્વારા આ રિટ દાખલ કરવામાં આવી છે. હાઇકોર્ટ દ્વારા આ રિટ દાખલ કરાઇ છે. હાઇકોર્ટે આ અનુસંધાને સિમેન્ટ એકમને નોટિસ પાઠવી વિવિધ મુદ્દાના જવાબ માગ્યા છે. આ મુદ્દામાં નદીઓના વહેણ બંધ કરવા, ગામ ડસ્ટવાળું બનવું, ખેતરોમાંથી રસ્તા કાઢવા વગેરેનો સમાવેશ થાય છે.

ભુજ ખાતે થયેલી ગૌહત્યાની ઘટનાને સમગ્ર કચ્છ વાસીઓએ વિરોધ કરી વખોડી કાઢયું છે. ત્યારે માંડવીના સિદ્ધ વડેશ્વર મહાદેવ મંદિરનાં પરિસરમાં માંડવી બ્રહ્મસમાજના કીર્તિ ગોરની આગેવાની હેઠળ મંત્રોચ્ચાર સાથે ગૌમાતાને અંજલિ આપવાનો કાર્યક્રમ શહેરના બ્રહ્મસમાજ, ક્ષત્રિય, ગઢવી, ખારવા, પટેલ, સોની, જૈન, લોહાણા, ગોસ્વામી સમાજોનાં યુવાનોની ઉપસ્થિતિમાં યોજાયો હતો.

## ખડીરમાં ભૂકંપમાપક યંત્રની સોલાર પ્લેટ તફડાવાઇ

ગાંધીધામ, તા. ૨૭ : ભચાઉ તાલુકાના ખડીર ગામમાં ભૂકંપમાપક યંત્ર ચાર્જ કરતી સોલાર પ્લેટ તસ્કરો તફડાવી ગયા હતા.

પોલીસના સત્તાવાર સૂત્રો પાસેથી મળતી વિગતો મુજબ તા. ૨૪/૭થી ૨૦ દિવસ પૂર્વેના અરસામાં આ બનાવ બન્યો હતો. મહિપતસિંહ ઉનારસિંહ સોઢાના બંધ મકાન પર આ પ્લેટો રાખી હતી. ચોરાઉ પ્લેટની કિંમત રૂા. ૨૦૦ આંકવામાં આવી છે. અજાણ્યા શખ્સો સામે ગુનો નોંધી પોલીસે વધુ તપાસ હાથ ધરી છે.

# ક્ષત્રિય અગ્રણીના અવસાન બદલ ભચાઉએ સ્વયંભૂ બંધ પાળ્યો

ભચાઉના ક્ષત્રિય અગ્રણી અને નગરપાલિકાના પૂર્વ પ્રમુખની સ્મશાનયાત્રામાં ઊમટેલા લોકો પ્રથમ જ્યારે શહેર શ્રદ્ધાંજલિ સ્વરૂપે સ્વયંભૂ બંધ પાળ્યું તે બીજી તસવીરમાં નજરે પડે છે. (તસવીર : કમલેશ ઠક્કર)

### નગરપાલિકાના પૂર્વ પ્રમુખની સ્મશાનયાત્રામાં મોટી સંખ્યામાં લોકો જોડાયા : શ્રદ્ધાંજલિ અર્પાઇ

ભચાઉ, તા. ૨૭ : ક્ષત્રિય આગેવાન અને નગરપાલિકાના પૂર્વ પ્રમુખ બહાદુરસિંહ ભૂરાજી જાડેજાનું ૬૮ વર્ષે અવસાન થતાં શોકની લાગણી ફેલાઇ હતી.

ખેતીવાડી ઉત્પન્ન બજાર સમિતિના પૂર્વ પ્રમુખ સ્વ. બહાદુરસિંહે નગરના છેવાડાના વિસ્તાર સુધી પીવાનું પાણી અને માર્ગો બનાવ્યા હતા. નવા બોરનું નિર્માણ આજે પણ નર્મદા યોજના વિક્ષેપમાં પડે ત્યારે ઉપયોગી થાય છે. તેમના કાર્યકાળ દરમ્યાન ૧૦૦ ચો.વારની જમીન ૮૦૦ જેટલા જરૂરતમંદોને અપાઇ હતી. તેમના પુત્રો નગરપાલિકા સત્તા પક્ષના નેતા વીરેન્દ્રસિંહ જાડેજા, તાલુકા પંચાયતના પ્રમુખ તરીકે ધર્મેન્દ્રસિંહ જાડેજા અને કિસાન મોરચાના મહામંત્રીપદે મહાવીરસિંહ જાડેજા કાર્યરત હોવા ઉપરાંત સમગ્ર ગુજરાતમાં દાડમની ખેતીમાં નામના કાઢી છે.

સ્વર્ગસ્થના પરિજનોએ દરબારગઢનું મોમાઇ માતાજી મંદિરનું પુનઃ નિર્માણ, ભરૂડિયા ખાતે શિવાલય નિર્માણ સાથે મોટી ચીરઇમાં આકાર પામનાર કન્યા છાત્રાલયના નિર્માણમાં આર્થિક સહયોગ આપ્યો હતો. સ્મશાનયાત્રામાં ધારાસભ્ય ડો. નીમાબેન આચાર્ય, પૂર્વ પ્રમુખ ગાંધીધામ નગરપાલિકા ડો. ભાવેશ આચાર્ય, પૂર્વ-કચ્છ તાલુકા ક્ષત્રિય સમાજના પ્રમુખ સુરુભા જાડેજા, ભચાઉ તા. ક્ષત્રિય સમાજના પ્રમુખ બળવંતસિંહ સમુભા જાડેજા, રાપર તા. ક્ષત્રિય સમાજના પ્રમુખ અનોપસિંહ જાડેજા, ભચાઉ વેપારી સમાજના પ્રમુખ હર્ષદભાઇ ઠક્કર, જિલ્લા ભાજપના મહામંત્રી નરેન્દ્રસિંહ જાડેજા તેમજ તાલુકાના ગ્રામજનો મોટી સંખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા. તેમના અવસાન બદલ ભચાઉ સ્વયંભૂ બંધ રખાયું હતું.

જિલ્લા ભાજપ પ્રમુખ જયંતીભાઇ ભાનુશાલી, રાજ્યમંત્રી વાસણભાઇ આહીર, પ્રદેશ ભાજપના મંત્રી અરજણભાઇ રબારી, સાંસદ પૂનમબેન જાટ, જિલ્લા પંચાયત પ્રમુખ ત્રિકમભાઇ છાંગા વિ.એ શ્રદ્ધાંજલિ આપી હતી.

તો, કચ્છ રાજપૂત (ક્ષત્રિય) સભા દ્વારા સ્વર્ગસ્થના રાજકીય-સામાજિક કાર્યોમાં આપેલા સહયોગને તથા તમામને મદદરૂપ થવાની ભાવનાને યાદ કરી શ્રદ્ધાંજલિ અર્પી હતી. શ્રદ્ધાંજલિસભામાં જોરાવરસિંહ રાઠોડ, સાવજસિંહ જાડેજા, પૃથ્વીરાજસિંહ જાડેજા સહિત ટ્રસ્ટીઓ તથા આગેવાનોએ દુઃખની લાગણી વ્યક્ત કરી હતી.



યાર...ઓલિમ્પિકમાં આવડી બધી રમતો રમાય છે તો ક્રિકેટ નથી..? સટ્ટો રમવાની મજા આવત.

**વરુણદેવને મનામણા :** વરસાદ ખેંચાઇ જતાં વરુણદેવને રીઝવવા માટે માંડવી તાલુકા ભાજપ દ્વારા શુક્રવારે શાસ્ત્રોક્ત યજ્ઞ કરાયું હતું. જેમાં પ્રવીણભાઇ છાભૈયા, અરવિંદ ગોહિલ, વિ. મોટી સંખ્યામાં ભાઇ-બહેનો જોડાયા હતા. વિધિ મુકેશભાઇ જોશી રત્નેશ્વરે કરાવી હતી.

## ગાંધીધામ : ભારતનગરમાં વીજ બિલ ભરણું રવિવારે સ્વીકારાશે

ગાંધીધામ, તા. ૨૭ : પશ્ચિમ ગુજરાત વીજ કંપની દ્વારા વિવિધ વિસ્તારોમાંથી નાગરિકોને ઓછી તકલીફ પડે તે માટે કરાતી ભરણાંની વ્યવસ્થા અંતર્ગત તા. ૨૯/૭ના રવિવારે ભારતનગરમાં વીજબિલ ભરણાંની વ્યવસ્થા ગોઠવાઇ છે.

પીજીવીસીએલની એક યાદીમાં જણાવ્યા પ્રમાણે રવિવારે સવારે ૯થી બપોરે ૨ વાગ્યા સુધી ભારતનગર ખાતે આશાપુરા મંદિરે કચેરીના કર્મચારીઓ ખાસ બેઠક કરીને વીજબિલનું ભરણું સ્વીકારશે. આ વિસ્તારના તથા આસપાસના લોકોને તેનો મહત્તમ લાભ લેવા તંત્ર દ્વારા અનુરોધ કરાયો છે.

# રાપરમાં પોલીસના લોકદરબારમાં દારૂ અને ટ્રાફિકના પ્રશ્નોની વર્ષા

રાપર, તા. ૨૭ : પોલીસ મથકના વાર્ષિક ઇન્સપેકશનમાં આવેલાં નાયબ પોલીસ અધીક્ષક ભચાઉ ડી. એલ. ડોડિયાની ઉપસ્થિતિમાં ભરાયેલાં લોકદરબારમાં અગ્રણીઓ દ્વારા ટ્રાફિક સમસ્યા, દારૂની બદી વિગેરે પ્રશ્નોનો મારો થયો હતો.

નાયબ પોલીસ અધીક્ષક ડોડિયા, સી.પી.આઇ. શ્રી નીનામા, રાપર પી.એસ.આઇ. એમ.બી. ખીલેરી તેમજ પોલીસ સ્ટાફની ઉપસ્થિતિમાં લોકદરબાર યોજાયો હતો. જેમાં પોલીસ સ્ટેશનમાં સ્ટાફ વધારવા ઉપરાંત શહેરમાં બે ટાઉન પોલીસ મૂકવા અને દેના બેંક ચોક બસ સ્ટેશન વિસ્તાર તથા સેલારીનાકા વિસ્તાર જ્યાં ખૂબ જ ટ્રાફિક સમસ્યા છે ત્યાં પોલીસની નિમણૂક કરવા રજૂઆત થઇ હતી. ઉપરાંત શહેરના આથમણા નાકાથી સેલારી નાકા સુધી તેમજ વિવિધ સ્થળે દારૂની બદી અંગે પણ રજૂઆત થઇ હતી. પૂર ઝડપે ચાલતા દ્વિચક્રી વાહનો પર રોક લગાવવા તથા રાત્રે ઘોડાઓ દ્વારા સીમ ચોકી માટે પણ રજૂઆત કરાઇ હતી.

નગરજનો રાત્રે બગીચામાં ફરવા જાય છે ત્યાં મુશ્કેલી ન પડે તે માટે રાત્રે ૮થી ૧૧ પોલીસની નિમણૂક કરવામાં આવે તે માટે માગણી કરાઇ હતી. સેલારી નાકાથી સમાવાસ તરફ જતા રસ્તા પર આડેધડ વાહનો ઉભા હોય છે ખૂબ જ ટ્રાફિક સમસ્યા અહીં રહેતી હોય છે તે દૂર કરવા ઉપર પણ ભાર મુકાયો હતો. ગાંધી ચોકમાં પોલીસ ચોકી ખોલવા માગણી થઇ હતી.

અગ્રણીઓ રાપર ન.પા.ના પ્રમુખ રમણીકલાલ ખંડોર, ઉપપ્રમુખ રમેશભાઇ સિયારિયા, ચેમ્બરના પ્રમુખ ચંદુલાલ ઠક્કર, વાઘજીભાઇ પટેલ, કેશુભા વાઘેલા, હઠુભા સોઢા, બળવંતભાઇ ઠક્કર, મૂળજી પરમાર, અબ્બાસ તાઇ, કરશનભાઇ ઠાકોર, દિનેશભાઇ સોની, લાલમામદ રાઉમા, કરશનભાઇ ઠાકોર, જયેશ સોની, ઘનશ્યામ ઠક્કર વિગેરે ઉપસ્થિત રહ્યા હતા.

## આણંદપરમાં ૧૫ દિ'થી પીવાનાં પાણીના ધાંધિયા

આણંદપર (તા. રાપર), તા. ૨૭ : આણંદપર-વ્રજવાણી ઘબડા ગામને છેલ્લા ૧૫થી ૧૭ દિવસથી નર્મદા યોજનાનું પાણી નહીં મળતાં લોકો ભારે હાલાકી ભોગવી રહ્યા છે.

ગ્રા.પં.ના સરપંચ ધનજીભાઇ એસ. મકવાણાના જણાવ્યા અનુસાર ત્રણે ગામની કુલ ૪૫૦૦ની વસતી છે. આ ગામોને આણંદપર સમ્પના ટાંકામાંથી પાણી મળે છે પણ તેનું ટ્રાન્સફોર્મર બળી જતાં ૧૫થી ૧૭ દિવસથી પાણીના ધાંધિયા સર્જાયા છે. આ અંગે વીજ કંપની સમક્ષ રજૂઆતો કરવા છતાં દાદ મળ્યો નથી. હવે જો પાણી નહીં મળે તો લોકોને હિજરત કરવાનો વારો આવશે.

## ગાંધીધામમાં જુગારના બે સ્થળે દરોડા : નવ પકડાયા

ગાંધીધામ, તા ૨૭ : ગાંધીધામમાં જુગારના બે દરોડામાં નવ ખેલીઓ જુગટું રમતા રંગેહાથ ઝડપાઇ ગયા હતા.

પોલીસના સત્તાવાર સાધનો પાસેથી મળતી વિગતો મુજબ ગોપાલપુરી કોલોનીમાં સાંજે ૫ વાગ્યે દરોડો પાડવામાં આવ્યો હતો. આરોપીઓ દિલીપ મોડા મીણા, દિગ્વીજયસિંહ વિક્રમસિંહ જાડેજા, વિજય રામકુમાર વાલ્મીકિ, અવિસ્કાર પ્રભાત કટારા, શંકર પુના કોળી જાહેરમાં તીનપત્તીનો જુગાર રમતા ઝડપાયા હતા. પોલીસે રોકડા રૂા. ૨૬૦૦ કબજે કર્યા હતા.

બીજો દરોડો ટ્રાન્સપોર્ટ નગર વિસ્તારમાં સાંજે ૬ વાગ્યે પાડવામાં આવ્યો હતો. હોટલ બંસલ પાછળ હાર-જીતનો જુગાર રમતા આરોપીઓ હમીર ડુંગર આયર, મુકેશ બાબુલાલ ઠક્કર, મહેશ વર્ધીલાલ ઠક્કર, મનોજ વલમજી ઠક્કર, જુગટું રમતાં રૂા. ૯,૬૦૦ સાથે પકડાયા હતા. પોલીસે વધુ તપાસ હાથ ધરી છે.

## ભુજની ભાગોળે દેશી બંદૂક અને દારૂગોળા સાથે બે શખ્સોને ઝડપી લેવાયા

ભુજ, તા. ૨૭ : શહેરની ભાગોળે તાલુકામાં રતિયા ફાટક નજીક સુમરાવાંઢ પાસેથી ભુજના અલીમામદ ઓસમાણ જત અને રતિયાના નુરમામદ કાળુ ઓઢેજાને ડબલ બેરલ દેશી બંદૂક અને છરા તથા દારૂગોળા સાથે પકડી પડાયા હતા.

પોલીસે આપેલી માહિતી મુજબ ગઇ મોડીરાત્રે આ બન્ને આરોપી વાહનમાં જઇ રહ્યા હતા ત્યારે દોઢ વાગ્યાના સુમારે પોલીસે તેમને પકડી પાડયા હતા. આ બન્ને પાસેથી ડબલ બેરલ દેશી બંદૂક, નાના-મોટા ૨૩૯ છરા, ધન પાવડર, પાવડરની નવ થેલી વગેરે કબજે કરાયા હતા. આ બન્ને સામે હથિયાર ધારા તળે ગુનો દાખલ કરીને તેમની પાસેથી આ હથિયાર કયાંથી અને કયા હેતુથી આવ્યું તેના સહિતની છાનબીન પોલીસે હાથ ધરી છે.

# તુણા અને મેઘપરની વધારાની શાળાની માંગ પાંચ વર્ષથી ટલ્લે

અંજાર, તા. ૨૭ : તાલુકાના તુણા અને મેઘપર બોરીચીમાં વધારાની પ્રા. શાળાના અભાવે ૧૫૦થી વધુ બાળકોના અભ્યાસ પર માઠી અસર પહોંચવાની ફરિયાદ રાજ્યના શિક્ષણ નિયામકને કરાઇ છે અને અત્યાર સુધી રજૂઆતની વિગતો જણાવી શાળા તાત્કાલિક શરૂ કરવા માંગ કરી છે.

તુણાના કુંભારવાસ તથા મેઘપર (બો.)ના માધવનગરમાં ગામલોકો દ્વારા છેલ્લા પાંચ વર્ષથી રજૂઆત છતાં શાળા શરૂ ન કરાતાં બાળકોને ૪ કિ.મી. દૂર વાહનવ્યવહારથી ધમધમતા માર્ગો પરથી અપડાઉન કરવું પડતું હોવાથી ઘણા બાળકો અભ્યાસથી વંચિત રહેતા હોવાની ફરિયાદ ગ્રામજનો દ્વારા નિયામકને લખેલા પત્રમાં કરાઇ છે. શાળા માટે મકાન આપવાની ગામલોકોએ તૈયારી બતાવી છે તેમજ શિક્ષણતંત્રના અધિકારીઓ દ્વારા બે વખત સ્થાનિકે આવી રૂબરૂ કાર્યવાહી કરવા, છતાં શાળા શરૂ ન થતાં ગામલોકો વતી નરશી ખેતા કોલી, રામશી ગોવિંદ કોલી વિ.એ આક્રોશ વ્યક્ત કરી તાત્કાલિક શાળા શરૂ કરવા માંગ કરી છે.

## કંડલા બંદરે પડેલા સલ્ફરના જથ્થામાં આગ : તરત કાબૂ

ગાંધીધામ, તા. ૨૭ : કંડલા બંદરે પડેલા સલ્ફરના જથ્થામાં આગ લાગી હતી. જો કે, ત્વરિત પગલાં લેવાતાં મોટી નુકસાની અટકી હતી.

સત્તાવાર સાધનો પાસેથી પ્રાપ્ત વિગતો મુજબ પોર્ટના નોર્થ ગેટ નં. ૧ પાસે આવેલા એન.ડી.એ. પ્લોટમાં બપોરના અરસામાં આગ લાગી હતી. કંડલા પોર્ટ ફાયર ફાઇટરની બે ગાડીએ અડધો કલાકની કામગીરી બાદ આગ કાબૂમાં લીધી હતી. ધુમાડાના કારણે અમુક સમય સુધી લોકોને શ્વાસ લેવામાં તકલીફ પડી હતી. સમયસર આગ કાબૂમાં લઇ લેવાતાં ગંભીર બનાવ અટક્યો હતો.

# નખત્રાણા તાલુકા મહિલા મંચની બેઠકમાં તાલુકાની બહેનો જોડાઇ

નખત્રાણા, તા. ૨૭ : તાલુકામાં ચૂંટાયેલા મહિલા સરપંચે સભ્યોના બનેલા તાલુકા મંચની બેઠકમાં વિવિધ પ્રશ્નોની ચર્ચા-વિચારણા કરાઇ હતી.

મંચ છેલ્લા પંદર વર્ષથી તાલુકામાં કાર્યરત છે. મંચના માધ્યમથી ચૂંટાયેલી મહિલાઓના ક્ષમતાવર્ધન તેમજ પંચાયતના વહીવટમાં પડતી મુશ્કેલીના નિરાકરણ માટે માહિતી માર્ગદર્શન આપવાની કામગીરી કરી છે.

૨૦૧૨ની ગ્રામપંચાયતોની ચૂંટણી પૂરી થયા બાદ નવા મહિલા સરપંચો, સભ્યો મંચમાં જોડાયા છે. તાલુકા મંચના પ્રમુખ તરીકે નર્મદાબેન લખમશી ગઢવી (સુખપર રોહા), મંત્રી તરીકે પાર્વતીબેન સામજી પટેલ (આણંદપર-યક્ષ), ખજાનચી તરીકે કમળાબેન ભીખુદાન ગઢવી (મોરજર) જ્યારે સભ્યો તરીકે ગંગાબેન રતિલાલ પટેલ (નખત્રાણા), લક્ષ્મીબેન નારાણ ભદ્રુ (મથલ)ની સર્વાનુમતે વરણી કરવામાં આવી હતી.

ઉપરાંત જિલ્લા સ્તરે ગ્રામ્ય શાસિની મંચમાં ઊર્મિલાબેન નાનજી ડાયાણી (ધાવડા મોટા), કુલસુમબેન મામદ હિંગોરજા (કોટડા રોહા), રતનબેન સુજા મેરિયા (જડોદર)ની નિમણૂક કરાઇ હતી.

બેઠકમાં ભુજ સુશાસિની કે.એમ.વી.એસ.ના લતાબેન સચદે, મીનાબેન રાજગોર, દિલીપભાઇ પટેલ, સઇયરે જો સંગઠનના નંદુબા જાડેજા, સીતાબેન રબારી, જયશ્રીબેન જોષી, જિલ્લા ગ્રામ શાસિની મંચના પ્રમુખ લીલાબેન જી. પટેલ, નખત્રાણા તા. પંચાયતના સભ્ય ચંદ્રિકાબેન બી. ભગત સહિત મોટી સંખ્યામાં સરપંચ-સભ્યો જોડાયા હતા.

## આદિપુર પાસે રસ્તા ઉપરથી અજ્ઞાત શખ્સ મૃત મળ્યો

ગાંધીધામ, તા. ૨૭ : આદિપુર નજીક રસ્તામાં અજાણ્યો શખ્સ મૃત હાલતમાં મળી આવ્યો હતો.

પોલીસના સત્તાવાર સાધનો પાસેથી પ્રાપ્ત વિગતો મુજબ અંદાજે ૨૦ વર્ષની ઉંમરના શખ્સની લાશ બપોરે ટાગોર રોડ પર બાવળની ઝાડીમાં મળી આવી હતી. આ અંગે ૧૦૮ એમ્બ્યુલન્સના સ્વાતિબેને પોલીસને જાણ કરી હતી. હતભાગી યુવાનના મોતનું કારણ જાણવા પી.એમ. રિપોર્ટની રાહ જોવાઇ રહી છે. અત્યારે પોલીસે અકસ્માત મોતનો ગુનો નોંધી વધુ તપાસ હાથ ધરી છે.

**જાહેર હરાજી**
તા. ૩૦/૭/૧૨
સમય : ૧૧.૩૦ વાગ્યે
સ્વરાજ ટ્રેક્ટર-ટ્રોલી
મોડલ-૨૦૦૬
જાહેર ચડાખડીથી આપવાના છે.
વિજયા બેન્ક, ભુજ.
સ્થળ : સતગુરુ ટ્રેક્ટર સુખપર, તા. ભુજ.
મો. : ૯૯૨૫૦ ૪૩૯૩૬

**શ્રી કચ્છી ગુર્જર લોહાર જ્ઞાતિ યુવક મંડળ-ભુજ**
સરસ્વતિ સન્માન કાર્યક્રમ
તા. ૨૯-૭-૧૨, રવિવાર ના બપોરે :- ૨:૩૦ વાગ્યે ભુજ લોહાર વાડી, ભીડગેટ મધ્યે રાખેલ છે. તો વિદ્યાર્થીઓ તેમજ વાલીઓ અને સમાજના અગ્રણીઓએ ઉપસ્થીત રહેવા આમંત્રણ છે.

**B.Ed પ્રવેશ ૨૦૧૨-૧૩ માટેની છેલ્લી તક**
ક્રાંતિગુરૂ શ્યામજી કૃષ્ણ વર્મા, કચ્છ યુનિવર્સિટી સંલગ્ન શ્રીમતી વી. ડી. ઠક્કર બી.એડ્ કોલેજ ગાંધીધામ(સ્વનિર્ભર) ગુજરાતી માધ્યમમાં વર્ષ ૨૦૧૨-૧૩ માટે પ્રવેશ મેળવવા (કચ્છ યુનિવર્સિટીનું ફોર્મ ભરેલ હોય કે ન ભરેલ હોય) સવારે ૧૦:૦૦ થી ૪:૦૦ સમય દરમ્યાન નીચેના સ્થળે મળો :
લાયકાત : સ્નાતક/અનુસ્નાતક કક્ષાએ ઓછામાં ઓછા ૫૦% (SC/ST/SEBC માટે ૪૫%)
રહેવા માટે : ભાઇઓ તથા બહેનો માટે રહેવાની અદ્યતન સુવિધાવાળી અલગ-અલગ હોસ્ટેલની વ્યવસ્થા છે.
અદ્યતન કમ્પ્યુટરલેબ, લાયબ્રેરી, લેબોરેટરી અને ભોજનાલયની વ્યવસ્થા છે
શ્રી સરસ્વતી સ્કુલ કેમ્પસ
વોર્ડ ૧૧/બી, ભારતનગર, ગાંધીધામ(કચ્છ)
Mo. 9978166384, 8238974099

**NOTICE**
We Paresh Lalji Hirani Resident Add. Kodki Ta. Bhuj-Kutch. (At. Present London) and Sushilaben Bhanji Varsani, Resident Add. HA96QQ London.
We Marry each other on Date 10 th July - 2012, and Register our Marriage Before Shri Mankuva Gram Panchayat, Tal Bhuj-Kutch on 12 th July - 2012 Serial No. 53, Volume No. 1, Please Note it.
Date : 27-7-12, Place : Bhuj-Kutch.
Sign. Paresh Lalji Hirani, Sushilaben Bhanji Varsani
Vishal B. Makawana (Advocate)
2/ Asha Appartment, Banker's Colony, Bhuj-Kutch.

**જાહેર નોટીસ**
આથી સર્વેને જાણ કરવામાં આવે છે કે, હું બાઇચાબાઇ વા/ઓફ શિવજી સ/ઓફ ધનજી કન્નર તે દેવશી લધુ ભાંભીની પુત્રી, રહે, ગોપાલપુરી, મકાન નં. ઇ/૪૬, ગાંધીધામ-કચ્છ. મે મારા પતિ તેમજ વિ. ઉપર ફરીયાદ કરેલ જે ફરીયાદ હું પાછી ખેંચી લઉં છુ અને મારૂ સારૂ નરસુ અને મારૂ સુંદર ભવિષ્ય મારા પતિ સાથે હોઉં હું મારી શુધ્ધ બુધ્ધથી અને સભાન રીતે મારી સ્વચ્છાએ અને કોઇના દબાણ કે આગ્રહ વગર હુ મારા પતિ સાથે રહેવા ચાલી ગયેલ છુ. અને હાલે મારા પતિ સાથે રહુ છુ જેની સર્વે નોંધ લેવી.
બાઇચાબાઇ શિવજી ધનજી કન્નરની સહી
અમારી મારફતે
દિનેશ સી. કંકોડીયા, એડવોકેટ
મો.૯૮૨૫૧૭૯૫૯૭

**NOTICE**
We Manishkumar Bhanji Varsani, Resident Add. Mankuva Ta. Bhuj-Kutch. (At. Present London) and Hasanti Lalji Vaghjiyani, Resident add. Sukhpar, Ta. Bhuj-Kutch. We Marry each other on Date 8 th July - 2012, and Register our Marriage Before Shri Sukhpar Gram Panchayat, Tal Bhuj-Kutch on 13 th July - 2012 Serial No. 34, Volume No. 1, Please Note it.
Date : 27-7-12, Place : Bhuj-Kutch.
Sign. Manishkumar Bhanji Varsani, Hasanti Lalji Vaghjiyani
Vishal B. Makawana ( Advocate)
2/ Asha Appartment, Banker's Colony, Bhuj-Kutch.

**ધર્મચાર તલવાણાના સમાજસેવકોને શત શત શુભેચ્છા કરમ કે ઉજાર**
શ્રી ભારમલ થાવર નોરિયા – પ્રમુખશ્રી, તલવાણા ઉમાદાડો મહેશ્વરી સમાજ (ગણેશ મંદિર તલવાણા)
શ્રી ડાયા મંગા નોરિયા – ઉપપ્રમુખશ્રી, તલવાણા ઉ. મ. સમાજ
શ્રી વીરમ દેવા નોરિયા – મંત્રીશ્રી, તલવાણા ઉ. મ. સમાજ
શ્રી રામજી દેવા નોરિયા – સહમંત્રીશ્રી, તલવાણા ઉ. મ. સમાજ
શ્રી ગાંગજી જેઠા નોરિયા – ખજાનચીશ્રી, તલવાણા ઉ. મ. સમાજ
સભ્યશ્રી : હીરજી પચાણ ઘેડા (તલવાણા ઉ. મ. સમાજ)
સભ્યશ્રી : હરજી ડાયા નોરિયા (તલવાણા ઉ. મ. સમાજ)
આપશ્રીઓની ઉપરોક્ત હોદ્દા પર વરણી થતાં હર્ષ સાથે લાગણી અનુભવીએ છીએ. સામાજિક ક્ષેત્રે કાર્યો કરતા રહો તેમજ આપની રાહબરી હેઠળ સમાજ ઉત્તરોત્તર પ્રગતિના સોપાનો સર કરે તેવી શુભેચ્છા...
જ્યોત કર્મ યુવક મંડળ
તલવાણા, તા. માંડવી-કચ્છ.

**જોઇએ છે**
ડીગ્રી/ડીપ્લોમા સીવીલ એન્જીનીયર
પોસ્ટ-૭
સીવીલ કન્સલ્ટીંગ કંપની માટે, ૩ વર્ષના અનુભવી. કચ્છ જીલ્લાના જુદા જુદા તાલુકામાં સાઇટ સુપરવીઝન કરવા માટે.
મો. ૯૯૨૪૧૩૩૫૫૧

કચ્છમિત્ર APPOINTMENTS

**Walk-in-Interview**
Group Company of M/s Oswal Extrusion Ltd Requires Urgently :
QC Checkers (10 Post) :
The candidate should be minimum SSC Pass , having good physique with an age group of 20 to 25yrs only.
Interested candidates will be required to attend interview along with their Bio data, copy of SSC passed Certificate, Experience Certificates,if any and Pass port size Photograph on 29/07/2012 (SUNDAY) between 10.00AM TO 4.00 P.M.at :
Oswal Extrusion Ltd, Plot No.22, Sector-11 GIDC Gandhidham (Kutch).

**જોઇએ છે....**
જનરેટર હાઉસ માં નિચેના સ્ટાફ ની જરૂરત છે.
સેલ્સ એક્ઝિક્યૂટીવ - 2 : ઓછા માં ઓછુ ૩ વર્ષનું અનુભવ
ડિઝલ મેકેનીક - 5 : ઓછા માં ઓછુ ૫ વર્ષનું અનુભવ
જનરેટર ઓપરેટર - 5 : ઓછા માં ઓછુ ૧ વર્ષનું અનુભવ
તમારી બાયોડેડા મોકલો અથવા રૂબરૂ કોન્ટેક કરો
Gujarat GENERATORS
ISO 9001 - 2008 CERTIFIED COMPANY
H. O. : Plot No. 85, Sector-5, Gandhidham, email : gujaratgenerators@gmail.com
Tel. : 02836-236324, 94280 32201
B. O. : Ahmedabad | Baroda |
THE ULTIMATE POWER SOLUTION

**જોઇએ છે**
સ્નેહ પ્રયાસ, ભુજ.
HIV/AIDS પ્રોગ્રામ માટે
Project Officer : Post-graduate in Management, Social Sciences of Human Development and Family Studies. 2-3 years field experience in Health sector. Preferably in HIV/AIDS sector
M&E : PGDCA/BCA/BSc.(IT)/BSc. (Statics)
ORW (M/F) Graduate in any filed and related work experience.
- The Candidate should have basic knowledge of Computer i.e. MS Office.
- Interested candidate can contact with complete bio-data and certificate.
- સ્થાનિકને પ્રથમ પસંદગી (કચ્છ)
ઇન્ટરવ્યૂ : તા. ૩૧/૦૭/૨૦૧૨, સમય : ૧૦.૦૦થી ૦૪.૦૦
૪, જયરત્ન ભવન, બીજા માળે, રવિ સિનેમાની બાજુમાં, સ્ટેશન રોડ, ભુજ-કચ્છ.

કચ્છમિત્ર

તા. ૨૭-૦૭-૨૦૧૨ શનિવાર



જિંદગી જીવવાની બે રીત છે - કાં તો કોઈ એક ખૂણે રડી લેવું અથવા તો તમામ ખૂણે લડી લેવું.

## ગૌવંશ હત્યારાઓને ફીટકાર

થોડા દિવસો પહેલાં ભુજમાં ગાય અને ગૌવંશના બે કતલખાના ઝડપાયા તેના કચ્છભરમાં તીવ્ર પ્રત્યાઘાત જન્મે એ સ્વાભાવિક છે. શહેર પોલીસે બે સ્થળે કાર્યવાહી કરીને ૮૦૦ કિલો ગૌ માંસ સાથે છ ઇસમોની ધરપકડ કરી હતી. એ પછી જિલ્લામાં જીવદયાપ્રેમીઓમાં જાગૃતિનો જુવાળ પ્રગટ્યો હોય તેમ ઠેરઠેર રેલી-સભા યોજાયા. બંધ સુદ્ધાં પાડવામાં આવ્યો અને આ લખાય છે ત્યારે કતલખાના બંધ કરાવવા તેમજ અપરાધીઓને પાસામાં લેવા સહિતની માગણી સાથે લડત ચાલુ છે. લોકોના રોષનું કારણ વાજબી છે કેમકે ગુજરાત ગૌવંશ હત્યા પર પ્રતિબંધનો કાયદો ઘડનારો ગણ્યાગાંઠ્યા રાજ્યો પૈકીનું એક છે. ગૌ હત્યા સદ્ભાવનાનું વાતાવરણ બગાડી નાખે એવો સંવેદનશીલ મુદ્દો છે તેમ છતાં પોલીસ મથકની તદ્દન નજીકના વિસ્તારમાં બેરોકટોક આ નૃશંસ કારોબાર ચાલતો રહે અને કાયદાના રક્ષકોને તેની ગંધ સુદ્ધાં ન આવે ? ભૂતકાળમાં ડોકિયું કરીએ તો કચ્છમાં પહેલાં પણ આવા ધૃણાસ્પદ બનાવો બની ચૂક્યા છે. મે-૨૦૦૪માં અંજારમાં બે ગાય અને એક બળદની કતલ થતાં એક તબક્કે શાંતિમાં પલિતો ચંપાવાની ભીતિ સર્જાઇ હતી પરંતુ પોલીસની કુનેહ અને હિન્દુ-મુસ્લિમ બંને કોમના સંયમને લીધે બધું સચવાઇ ગયું હતું. તાજી વાત કરીએ તો હજુ ગત ડિસેમ્બરમાં ભુજના ભીડ નાકા બહારના વિસ્તારમાં જ ગૌવંશ કતલખાનું ઝડપાયું હતું ત્યારે પણ ખળભળાટ મચી ગયો હતો. નિઃસંદેહ આવા નઠારા બનાવો પર અંકુશ મુકાવો જોઇએ. ગૌ હત્યારાઓને કાયદાની બીક લાગે એવી કાર્યવાહી થવી જોઇએ. આ સંદર્ભમાં જીવદયાપ્રેમીઓએ દર્શાવેલી જાગૃતિ અને સંયમની નોંધ લેવી રહી. ૧૮મી જુલાઇએ કચ્છ પાંજરાપોળ ગૌશાળા સંગઠન અને સમસ્ત હિન્દુ સમાજની બેઠકમાં જે મુદ્દા ઉપસ્થિત થયા એ પણ ધ્યાન માગી લે તેવા છે. ભૂતકાળમાં કે હમણાં જ્યારે ગૌવંશના કતલખાના પકડાય છે ત્યારે રખડતા ઢોરની વાત કેન્દ્રમાં હોય છે. પશુપાલકો તેમના ઢોરને રખડતા મૂકી દે છે અને કસાઇઓ માટે કામ આસાન બની જાય છે. અત્યારના બનાવમાં પણ આ જ વાત આવી કે શહેર પોલીસના ચોપડે ગાય, વાછરડી કે વાછરડા ગુમ થવાની અનેક અરજીઓ પડતર પડી છે. ગૌવંશની કતલ કરનારા આવા રખડતા અથવા તો માલિકી વગરના ઢોરને પસંદ કરતા હતા. ટૂંકમાં ગૌવંશ પાલકોએ પોતાની જવાબદારી સમજવી જોઇએ. રખડતા ઢોર ટ્રાફિકની સમસ્યા સર્જતા હોય છે અને ક્યારેક પ્રાણઘાતક અકસ્માતે નોંધાયા છે. અલબત્ત, એ જુદો મુદ્દો છે. બીજી એક ધ્યાન ખેંચે એવી વાત છે પ્લાસ્ટીકના ઝબલાંનો ઉપયોગ નિવારવાની કેમકે રખડતા ઢોર પ્લાસ્ટીક ચાવી જતા હોય છે જે લાંબાગાળે તેમના માટે મોતનું કારણ બને છે. ગૌ ભક્તિ ભારતીય સંસ્કૃતિ સાથે વણાયેલું પરિબળ છે. પરાપૂર્વથી ભારતીય પ્રજા ગાય અને ગૌવંશ પ્રત્યે અનન્ય ભાવ ધરાવતી રહી છે. આના પાછળ જેમ ધાર્મિક પરંપરાઓની પ્રબળ અસર રહી છે તેમ પ્રાચીન કાળથી આપણા રાષ્ટ્રે અપનાવેલું કૃષિ અને પશુપાલક અર્થકારણ અને તેને પગલે ગૌવંશની સ્વીકારાયેલી મહત્તા પણ કારણભૂત છે. એટલે જ્યારે પણ ગૌવંશની હિંસાની વાત આવે ત્યારે હિન્દુ સમાજની લાગણી દુભાય એ સ્વાભાવિક છે. કચ્છ તો પશુપાલનનો જિલ્લો છે અને માનવી કરતાં અહીં પશુઓની વસતીનો આંકડો વધુ છે એટલે આપણા સમાજની જવાબદારી વધી જાય છે. હાલના કિસ્સામાં ધાર્મિક તેમજ જીવદયા સંસ્થાઓએ પૂરતી જાગૃતિ દાખવી છે. સંસ્થાઓએ પોલીસની કામગીરી બિરદાવવાની ઉદારતા દાખવવાની સાથે વિશાળ રેલી સ્વરૂપે શક્તિ પ્રદર્શન કરીને સરકાર આવા બનાવોનું પુનરાવર્તન નિવારવા અને દોષિતોને કડકમાં કડક સજા કરવા ચીમકીએ આપી છે. ગૌ હત્યા વિરોધમાં યોજાયેલા રેલી સહિતના કાર્યક્રમોમાં તમામ સંપ્રદાયના સાધુ-સંતો મોટી સંખ્યામાં જોડાયા હતા તો મુફ્તી એ કચ્છ જેવા મુસ્લિમ ધર્મગુરુ અને મુસ્લિમ અગ્રણીઓએ પણ બનાવને વખોડીને કચ્છની કોમી એકતાની દુહાઇ શા માટે આપવામાં આવે છે એ વધુ એકવાર પુરવાર કર્યું છે. ગૌવંશનું જતન અનિવાર્ય છે અને તેનો વધ કરનારાને ૩થી ૭ વર્ષ કેદની સજાની જોગવાઇ છે. સરકાર ભુજના આ કિસ્સામાં ધાક બેસાડતી કાર્યવાહી કરે એ ઇચ્છનીય છે. ગૌવંશ રક્ષા પ્રત્યે રાજ્યની ભાજપ સરકારની પ્રતિબદ્ધતા આવકાર્ય છે. સરકાર ગૌચર જમીનના રક્ષણ માટે પણ સંવેદનશીલ બને એવું પશુપાલકો ઇચ્છે છે.

## પાણી તો છે પણ...

વરસાદ ખેંચાતા પાક-પાણીનું ચિત્ર બદલાયું છે. ખાસ કરીને પીવાના પાણીની સમસ્યા ગંભીર બનતી જાય છે. એમાંય કચ્છ-સૌરાષ્ટ્રમાં અને કચ્છમાં સમસ્યા કટોકટીભરી બની રહી છે. અને એ પાછળ સરકારી તંત્ર પણ જવાબદાર છે. રાજકોટ સહિત સૌરાષ્ટ્રના મોટા ભાગના શહેરો અને નગરોમાં પાણી કાપ મુકાયા છે. ક્યાંક અઠવાડિયે એકાંતરા પાણી મળે છે. ક્યાંક એથીય વધુ કાપ છે. ગ્રામ્ય વિસ્તારમાં સમસ્યા વધુ ઘેરી છે. સરકાર અને જે તે સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ પાણીના મેનેજમેન્ટમાં નબળા પુરવાર થયા છે. વર્ષ આખું તંત્ર ઊંઘતું રહે છે અને સમસ્યા શરૂ થાય એટલે સફાળું જાગે છે અને ત્યારે સ્થિતિને કાબૂમાં લેવાનું લગભગ અસંભવ બની જાય છે. હજુ ય વરસાદ ઓછો પડે એટલે આપણાં બધાં આયોજનો ખોરવાઇ પડે છે. કચ્છ-સૌરાષ્ટ્રને નર્મદાના પાણી આપવા સરકાર બંધાયેલી છે. એ પ્રકારે આયોજન થયું છે. પણ વ્યવસ્થામાં ગાબડા પડે છે અને એટલે પૂરતું પાણી મળતું નથી. બહુ દેકારો થયો એટલે નર્મદા નિગમ દ્વારા સાચી હકીકત જાહેર કરવામાં આવી છે. સરદાર સરોવરમાં માળિયા કેનાલમાં રોજનું ૫૦ કરોડ લીટર પાણી છોડવામાં આવે છે અને ખીરઇથી પાણી રાજકોટ, જામનગર અને કચ્છ તરફ વાળવામાં આવે છે. સમસ્યા ખીરઇથી શરૂ થાય છે. પાણી વિતરણમાં ગરબડ છે, જે એજન્સી છે એનું કામ નબળું છે, ઉપરાંત કેનાલમાંથી બેફામ પાણી ચોરી થાય છે. નિગમ દ્વારા અપાયેલા આંકડા મુજબ મે મહિનાથી પાણી ચોરીની સમસ્યા વકરી છે. અને અત્યાર સુધીમાં અનેક દિવસે પાણી પૂરું મળ્યું નથી. કેટલાક દિવસોમાં તો ૫૦ ટકા જ પાણી મળ્યું છે. મીડિયા દ્વારા બુમરાણ થઇ અને કોંગ્રેસે પાણીનો પ્રશ્ન હાથ ધર્યો એટલે પાણી ચોરી અટકાવવા પગલાં લેવાયા અને પરિણામ એ આવ્યું કે પાણી મળવા લાગ્યું છે, કેનાલ છલોછલ હતી ત્યારે ખેડૂતોને પાણી લેવા છૂટ અપાઇ હતી, કાયદેસર રીતે તો નહિ પણ બિનકાયદેસર. પણ હવે વરસાદ ખેંચાયો એટલે પીવાના પાણીની બુમરાણ શરૂ થઇ એટલે તંત્રના પગની નીચે રેલો આવ્યો છે. કેનાલ વિસ્તારમાં અનેક ખેડૂતો એન્જિન મૂકી પાણી ચોરી કરે છે, કેટલાકે તો રીતસરની પાઇપ લાઇન નાખી દીધી છે અને આવા તત્ત્વો પાણીનો વેપાર કરે છે. ઘણા ખેડૂતોએ પાણી માટે પૈસા ભર્યા છે અને એમને પાણી મળતું નથી એ સમસ્યા છે પણ પાણી ચોરી તો કોઇ હિસાબે ચલાવી ના લેવાય. નિગમે આવા ઘણા કેસ કર્યા છે. એસઆરપીનો જાપ્તો પણ મુકાયો છે. કેટલાક ઠેકેદારો પાણીનો વેપાર કરે છે અને ઉદ્યોગોને પણ ગેરકાયદે પાણી અપાય છે. જો કે નર્મદા નિગમના એમડી જગદીશનના જણાવ્યા અનુસાર નિગમ પેયજળ પહોંચે એ માટે જાગૃત રહેશે. વરસાદ ખેંચાયો છે એ વાત સાચી પણ પાણી વિતરણ બરાબર થાય અને ચોરી અટકે તો પાણી સમસ્યા ન રહે. વાત તંત્રની ઇચ્છાશક્તિની છે.

# સંસ્કૃતિ-રક્ષક, પ્રખર વક્તા

આજથી બરાબર ૪૦ વર્ષ પૂર્વે એક તેજસ્વી જૈન મુનિ કચ્છની રાજધાનીમાં ચાતુર્માસ ગાળવા આવેલા. જેમના પ્રવચનો સાંભળવા લોકો કીડિયારાની જેમ ઉભરાતા. તેમના રવિવારીય રામાયણના પ્રવચનોએ લોકોને ઘેલું લગાડેલું. મુનિના પ્રવચનોથી શરણાર્થી લોકોની સહાયતા માટે રૂપિયા અને સોનાનો વરસાદ વરસેલો. જૂના માણસોને એ જૈન મુનિ યાદ આવી જ ગયા હશે. મુનિ એટલે પ્રખર વક્તા મુનિ ચંદ્રશેખરવિજય મહારાજ. તા. ૨૮/૭/૧૨ના એમની પ્રથમ સ્વર્ગતિથિએ ભુજ ખાતે તેમની વિરાટ ગુણાનુવાદ સભા થવાની છે.

વિ.સં. ૧૯૯૦ (ઇ.સ. ૧૯૩૪) ફા.સુ.૫.ના રાધનપુર નિવાસી સુભદ્રાબેન કાંતિભાઇને ત્યાં તેમનો મુંબઇ ખાતે જન્મ થયેલો. ગર્ભશ્રીમંત પરિવારના આ કુલદીપકનું સંસારી નામ ઇન્દ્રવદન હતું. મુંબઇ કોલેજના પ્રથમ વર્ષમાં ભણતા હતા તે પૂર્વે જ પૂજ્ય પ્રેમસૂરિજી મ.ના શિષ્યરત્ન પૂ.પં. ભાનુવિજયજી મ.ના પ્રવચનોથી વૈરાગ્યનો એવો રંગ લાગ્યો કે સમૃદ્ધિથી ભર્યો-ભાદર્યો સંસાર છોડી સંયમનો માર્ગ સ્વીકાર્યો. ૧૮ વર્ષનો ઇન્દ્રવદન હવે મુનિશ્રી ચંદ્રશેખરવિજયજી રૂપે પ્રસ્થાપિત થયો.

ગુરુકૃપા અને પોતાની તીવ્ર ધગશના બળે સાધના પંથે આગળ વધતાં થોડા જ વરસોમાં ખૂબ જ વિકાસ સાધ્યો. એમના વક્તવ્યો અને પુસ્તકો માણસોના હૃદયમાં ઉતરી જાય તેવા હતા.

કચ્છમાં પ્રવેશ કરતાં પહેલાં વિ.સં. ૨૦૨૫માં મોરબીમાં દુષ્કાળગ્રસ્ત કચ્છની પરિસ્થિતિ સાંભળીને એમનું હૃદય ખળભળી ઊઠેલું ને ત્યારે કચ્છ માટે ખાસ હજારો રૂપિયાનું ફંડ કરાવેલું. રાજકોટમાં રહેલા પંડિત વર્ય પ્રભુદાસભાઇ પાસેથી તેઓએ રાષ્ટ્ર-સંસ્કૃતિ અને ધર્મ રક્ષાની દાઝ મેળવી. મુંબઇમાં તેમની શિબિરોમાં હજારો યુવાનો ધર્મ રંગે રંગાવા માંડ્યા. ભગવાનની પૂજા કરવી તે શરમનું કામ ગણાતું, પણ તેમની પ્રેરણાથી તેને ગૌરવ મળ્યું. હજારો જૈન યુવકો સ્વ-દ્રવ્યથી પ્રભુ પૂજા કરતા થયા. અંતરીક્ષ તીર્થની સુરક્ષા માટે જબરદસ્ત લડત ચલાવી.

પં. ચંદ્રશેખરવિજયજી મહારાજ

ગુરુદેવ વિજયપ્રેમસૂરિએ તેમને કહેલું : 'ચંદ્રશેખર ! તું જ્યાં જાય ત્યાં એકતા કરાવજે, ઝઘડા નહીં કરાવતો.' આ આજ્ઞા શિરસાવંદ્ય કરી અનેક સંઘોમાં વિખવાદ મિટાવી સંવાદની સ્થાપના કરી. તેઓ કરુણામૂર્તિ હતા. શિયાળામાં ધાબળા વિતરણ, ગરમીમાં છાશ કેન્દ્રો, જલ-પ્રલયમાં રાહત કેન્દ્રો, ગરીબો માટે ખીચડી ઘરો, વસ્ત્રદાન, અન્નદાન વગેરે માટેની તેમની પ્રેરણા એ કરુણાના સાગરમાંથી ઊડેલા બિંદુઓનું પરિણામ હતું. તેઓ કતલખાનાઓ સામે વરસો સુધી ઝઝૂમ્યા અને નોંધપાત્ર સફળતા પણ પ્રાપ્ત કરી.

વિ.સં. ૨૦૪૧-૪૨-૪૩માં ત્રણ વર્ષના જે કચ્છ-ગુજરાતમાં દુકાળ પડેલા ત્યારે સમસ્ત પાંજરાપોળોની પાંચ મહિના સુધી સાચવણી કરવા હજારો-લાખો રૂપિયાના દાનની ગંગા વહેડાવી. મધ્યપ્રદેશના બુંદેલખંડના દુકાળમાં પણ હજારો પશુઓને બચાવ્યા હતા.

**પૂ.પં. મુક્તિચંદ્રવિજયજી**
**પૂ.પં. મુનિચંદ્રવિજયજી**

વગર માઈકે વિ.સં. ૨૦૨૪થી શરૂ થયેલી તેમની પ્રવચન ધારા જીવનભર (છેલ્લા એક-બે વર્ષ છોડીને) વહેતી રહી. ૪૦-૪૫ વર્ષ સુધી અખંડ પ્રવચન ધારા વહેતી રાખવી એ એમનામાં કેટલી ઊર્જા હશે તે જણાવે છે. કેટલીક વખત તો પ્રવચનમાં ૧૦ હજારની મેદની રહેતી. અંજારમાં એક વખત ૧૩ હજારની મેદની એકત્ર થઇ હતી.

ચંદ્રશેખર એટલે શંકર. અપમાનો અને વિરોધોના કડવા વિષ પીને ખરેખર તેઓ સાચા અર્થમાં 'નીલકંઠ' બન્યા. વિરોધો વચ્ચે એમણે નવસારી તથા અમદાવાદ પાસે બે તપોવનો (શિક્ષાધામો) ઊભા કર્યા. આવા ઉત્તમ કાર્યો કરીને અમર બનેલા આ યુગપુરુષે ગત વર્ષે વિ.સં. ૨૦૬૭, શ્રા.સુ. ૧૦, ૧૨-૩૯ના અમદાવાદ મુકામે અત્યંત સમાધિપૂર્વક દેહ ત્યાગ કર્યો.

એમના કાળધર્મથી વ્યથિત બનેલા અનેક મહાનુભાવો તરફથી શોકસંદેશાઓનો વરસાદ વરસ્યો. એમાંનો એક સંદેશો ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીનો પણ હતો. તેમણે કહ્યું હતું કે, પૂજ્યશ્રી સાથેના મારા ચાલીસ વરસથી ચાલ્યા આવતા મીઠા સંબંધોનો આજે અંત આવતાં ભારે વ્યથા અનુભવું છું. એટલું જ નહીં બીજા દિવસે મુખ્યમંત્રીએ ગુજરાતભરમાં કતલખાના બંધ રખાવેલા.

(નોંધ :- શ્રા.સુ. ૧૦, તા. ૨૮/૭/૧૨, શનિવારે સવારે ૭થી ૮.૩૦ સુધી લોહાણા મહાજન વાડીમાં પૂ.પં. મુક્તિચંદ્રવિ., પૂ.પં. મુનિચંદ્રવિ. તથા પૂ.પં. યશોવિ. આદિની નિશ્રામાં પૂજ્યશ્રીની વિરાટ ગુણાનુવાદ સભાનું આયોજન કરવામાં આવ્યું છે.

# ભીતરનો ઉઘાડ

**સમજણ-સેતુ**

**ડૉ. યોગેન્દ્ર પારેખ**

ભવાટવીમાં અથડાતા મનુષ્યોમાંથી ભાગ્યે જ કોઇને જીવનનો મર્મ જડે છે. પરમ જાગૃત ક્ષણે એવો વિચાર આવે છે કે, આ જીવન શાને માટે ? આવો પ્રશ્ન જેને થાય છે, તે જવાબની શોધમાં સક્રિય થાય છે. આસ્તિક કે શ્રદ્ધાવાન મનુષ્ય ઇશ્વરપ્રાપ્તિને જીવનનું ધ્યેય બનાવી દે છે અને તેના સાધુજીવનની શરૂઆત થાય છે. જીવનનો અર્થ શોધવાની મથામણ શરૂ થઇ કે, સાધુતાની શરૂઆત થઇ ગઇ એમ સમજવામાં ખાસ કોઇ મુશ્કેલી નથી. જવાબ ખોટો મળે કે દિશા ખોટી જડે ત્યારે સમસ્યા શરૂ થઇ જાય. સ્વાર્થ, પદ, પ્રપંચ, પ્રતિષ્ઠા વળગે એટલે 'સાધુતા' ખુદ સમસ્યા થઇ જાય. ઇશ્વરપ્રાપ્તિનો સાચુકલો કેફ ચડે એવો સાધક જગતના મંચ ગજાવવાથી દૂર રહે છે. એવો વિરલ સાધુ 'સંસ્કાર' કે 'આસ્થા' ચેનલનો ઓશિયાળો નથી હોતો. પ્રચારતંત્રના મંચથી દૂરસ્થ એવો સ્વસ્થ સાધક ભીડથી દૂર રહે છે, અથવા કોઇ ઓળખી ના જાય એ રીતે ભીડમાં ભળી જાય છે. ગુજરાત રાજ્યના ઉદ્ઘાટક પૂ. રવિશંકર મહારાજ આવી ભીડમાં ભળી ગયેલા જીવનસાધક હતા. તેમણે વેશ બદલ્યો ન હતો પણ સેવાનો ભેખ લીધો હતો. વેશ બદલાય પણ ભાવ બદલાય નહીં તો સાધુતાનો ગિલેટ બહુ ટકતો નથી.

ભીતરનો ઉઘાડ થઇ જાય તેની બહારની દોડધામ અટકી જાય છે. ઇશ્વરપ્રાપ્તિ કે મોક્ષની કામના એ જ એકમાત્ર સાર્થક્તાના વિકલ્પો નથી. સરળ ને સહજ રહેવું એ પણ સાર્થક્તાનો મુકામ હોય. હોવો જોઇએ. ભવ્યાતિભવ્ય ધર્મસ્થાનને લાખો અનુયાયીઓ, ધોધમાર ધર્મ ઉત્સવો અને ઘોંઘાટમય ધર્મયાત્રા વગરના સાધુ આજકાલ દુર્લભ થતા જાય છે. ભીતરનો ઉઘાડ ન થયો હોય તેથી બાહ્યજગત સાથે કેટલાય પ્રપંચ રચવા પડે છે. સુવ્યવસ્થિત પ્રચારતંત્ર, માર્કેટિંગ, વેબસાઇટ વગર હરિ રાજી નહીં રહે એવા ભ્રમમાં જીવવાની આદત પડી જાય છે. અખાને કે કબીરને વાંચવા, સમજવા કોણ નવરું છે. મલ્ટી કલર સ્ટિકર, પોસ્ટર અને પ્રચાર પડઘમમાં અંતરાત્મા બિચારો ડૂસકાં ભરે છે. ગુરુપૂર્ણિમા જેવા પવિત્ર દિને ગુરુના બધા જ અહંકારો હૃદયની વંડી ઠેકીને બહાર કૂદી પડે છે. લાખોની સંખ્યામાં ઊભરાયેલા અનુયાયીઓના દિમાગ પર શ્રદ્ધાનું તાળું લટકતું હોય છે. જેથી વિચાર બિચારો અંદર જ ભરાઇ જાય છે. ભીતર તરફ ડોકિયું કરવાની ફુરસદ જ કોને છે?

પરંપરાગત ફિલસૂફી કે સમજણના શાસ્ત્રમાં મોક્ષ કે ઇશ્વરપ્રાપ્તિ પર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે અને એટલે જ ધર્મનું ક્ષેત્ર આજે તેના વિવિધ આયામોમાં ભરપૂર બિઝનેસનું ક્ષેત્ર બની ગયું છે. ધંધામાં ધરમ નહીં પણ ધર્મમાં ધંધો એ આપણા સમયનું વરવું વાસ્તવ છે.

જન્મ પહેલા અને મૃત્યુ પછીની સ્થિતિ વિશે જેટલું ચિંતન થયું છે એનાથી હજારમાં ભાગની ચિંતા જન્મ અને મરણ વચ્ચેની બાજી વિશે નથી થઇ. મૃત્યુ પછી સ્વર્ગની સીડી બતાવનારનો કારોબાર ધમધમે છે. નર્કના દરવાજા કે નરકની યાતનાઓની કપોળ કલ્પિત વાર્તાઓથી ભોળા ભક્તો મૂંઝાય છે. આવો મૂંઝાયેલો, ગભરાયેલો જણ દસ રૂપિયાના નારિયેળથી સ્વર્ગ સુધી પહોંચવાનો મારગ બનાવે છે. રાજ કપૂરની ફિલ્મ 'રામ તેરી ગંગા મેલી'માં ટ્રેનમાં સફર કરી રહેલી નાયિકાની ગોદમાં બે-ત્રણ મહિનાનું બાળક પાણી માટે રડી રહ્યું છે. ગંગાની તીર્થયાત્રાએથી પાછી ફરી રહેલી સહયાત્રી મહિલા પાસે ગંગાજળનો લોટો છે. પેલી નાયિકા પોતાના બાળક માટે પાણીની યાચના કરે છે. તીર્થાટન કરીને પાછી ફરેલી મહિલા ગંગાનું પાણી પોતાના જીવનની આખરી સફર માટે છે એમ જણાવીને આપવાની ના પાડે છે. ધર્મનું આવું વિકરાળ સ્વરૂપ આપણી આસપાસ રોજ રજૂ થાય છે. ચારધામની જાત્રા કરી આવેલા માણસો વૃદ્ધ એકાકી પાડોશીના ખબર અંતર પૂછવા ચાર ડગલાં ચાલવા તૈયાર હોતા નથી. હજ પઢીને આવેલાને જેહાદને નામે ચાલતા ત્રાસવાદનો વિરોધ કરવાનું સૂઝતું નથી. ધર્મ કે મઝહબના નામે ગેરસમજ, અરાજકતા, વિષમતા અને અસમાનતાનો વિસ્તાર થતો રહે છે. માનવજાતિની યાત્રાનું સરવૈયું ધર્મયુદ્ધોએ ફેલાવેલી ગ્લાનિમાં પડ્યું છે.

આપણું ભીતર પોતે એક મહાતીર્થ છે. ભીતરનો સાદ એટલે કરવા યોગ્ય કાર્ય કરવા વિશેનો ટકોરો. પ્રાણવાન પરાક્રમ અંગેનો તકાદો. બહારની દુનિયા જેટલી વિરાટ છે. એટલી જ વિશાળતા અંદરની દુનિયામાં છે. બાહ્ય જગત એ ભૌતિકદ્રવ્યથી ભરપૂર છે જ્યારે ભીતરનું ભાવજગત જીવનથી છલોછલ છે. અત્યંત કરુણાપૂર્વક ભીતરથી બહારના જગત સાથે તન્મય થાય એવા જીવનું જીવન સભરતાનો અનુભવ કરે છે. કશુંક સાર્થક કરવાની દોડ દિશા ભૂલવે છે, દશા બગાડે છે. સાર્થક નહિ સભર થવાનું છે એવું ભાન થાય ત્યારે ઉધામાને ઉત્પાતનો ટ્રાફિક ખરી પડે છે.

## પ્રત્યેક ધર્મના રીત-રિવાજો નોખા, ઉદ્દેશ એક

**માહે રમજાન**

**પીર હાજી મખ્દુમ અલી તકીશાહ બાપુ**

તમામે તમામ દીની કાર્યો-ધાર્મિક ક્રિયાઓ એટલા માટે જ નક્કી કરવામાં આવેલ છે કે જેના વશીલાથી જેના માધ્યમથી આપણા સૌ તમામ નાના-મોટા ગુનાહિત કાર્યોથી બચીએ સુરક્ષિત રહીએ અને તમામ ઇબાદતો અને પ્રાર્થનાઓનો મુખ્ય ધ્યેય મુખ્ય મકસદ હાંસિલ કરવા સતત પ્રયત્નશીલ રહીએ.

તમો અસંખ્ય કરોડો પુસ્તકોનું વાંચન કરો તે તમામ પુસ્તકોનો ફાયદો તો જ મળે જો તમારી નજરોમાં નેકીઓ હોય, તમારા ચક્ષુઓ સદ્ગુણી હોય. તો પછી પરવરદિગાર પરમાત્માનું નામ જ તમોને પુરતું થઇ જશે. જો આંખોમાં જ બદકારીઓ હોય તો પછી તેવી આંખો વડે કરોડો પુસ્તકો વાંચી જાઓ તો પણ કોઇ ફાયદો થવાનો નથી. તેજ રીતે આ પવિત્ર રમજાન માસનાં રોજાઓનાં માધ્યમથી આપણા ચક્ષુઓ-આંખોમાં રોજાઓનાં માધ્યમથી પવિત્રતા આવવી જોઇએ. ઐ પરવરદિગાર, ઐ દયાવાન, ઐ પરમાત્મા, ઐ ઇન્સાફના માલિક તેં તારા ફરમાનની પવિત્ર કિતાબ કુર્આનમાં સદ્કાર્યો અને બદકાર્યોનો ખુલાસાવાર વર્ણન કરેલ છે તે અનુસંધાને અમોને એવા કાર્યોથી બચવાની શકિત અર્પિત કર અને સદ્કાર્યો કરવાની શકિત અર્પિત કર જેથી આ લોક અને પરલોકમાં અમો મંગલમય જીવન મેળવી શકીએ.

ઈસ્લામના પયગમ્બર હઝરત મોહમ્મદનું કથન છે..

અબ્દુલ્લાહ બિન ઉંમર કહે છે રસુલુલ્લાહએ મારો ખભો પકડી ફરમાવ્યું તમે દુનિયામાં રહો જાણે તમે પરદેશી છો અથવા વટેમાર્ગુ. જ્યારે સાંજ હોય તો સવારની રાહ જ જુઓ. તંદુરસ્તીના જમાનામાં બીમારીમાં સમય માટે નેકીઓનું ભાથું લઈ લો અને જીવન દરમ્યાન મૃત્યુ માટે કર્મની મૂડી પ્રાપ્ત કરી લો. (બુખારી શરીફ)

એક બીજી હદીશમાં હઝરત મોહમ્મદ એક વ્યક્તિને ઉપદેશ આપતાં ફરમાવ્યું- પાંચ વસ્તુઓને પાંચ વસ્તુઓ પહેલાં સારી જાણો (૧) યુવાનીને વૃદ્ધાવસ્થા પહેલાં (૨) તંદુરસ્તીને બીમારી પહેલાં (૩) સમૃદ્ધિને નાદારી પહેલાં (૪) ફુરસદને વ્યસ્તતા પહેલાં (૫) જીવનને મૃત્યુ પહેલાં (તિર્મીઝી શરીફ)

જીવનને એક એવી મુસાફરી સાથે સરખાવી શકાય છે કે જે ખાસ બિન્દુએથી

## નાશવંત દુનિયા

શરૂ થઈને અમુક ચોક્કસ મંજિલ પર સમાપ્ત થાય છે. આ એક વચ્ચગાળાનો તબક્કો અને આખિરત (પરલોક)નાં અનંત જીવન માટેનો પુલ સમાન છે. આ પ્રવાસમાં માનવી એક વટેમાર્ગુ છે અને તેથી એણે એ ગાળામાં માત્ર તેનું જ ધ્યાન રાખવું જોઈએ કે જેમાં એના ભાવિની ભલાઈ છે. બીજા શબ્દોમાં કહીએ તો એણે પોતાની બનતી તમામ ભલાઈ કરી લઈને કોઈપણ મિનિટે અનંતમાં જઈ પહોંચવા માટે તદ્દન તૈયાર થઈ રહેવું જોઈએ. એણે પોતાના જીવનને એક એવો અવસર માનવો જોઈએ કે એને પોતાથી બનતું સર્વોત્તમ કરી લેવા માટે અર્પણ થયો છે. એક વખત આ અવસર અથવા અવધિ સમાપ્ત થઈ જાય તો પછી એ વિશે કાંઈપણ કરવું કે એને લંબાવી અશકય છે.

**- ઈસ્લામી સ્ટડી ગ્રુપ-ભુજ**

# મંદિરોનો નહીં, વિચારોનો જિર્ણોદ્ધાર કરીએ

**ભવનાથની ભક્તિગંગા**

**ચન્દ્રવદન ધોળકિયા**

*''કૃશ પરિણતી ચેતઃ*
*કલેશવશ્યં કવેચેદં*
*કવચ તવ સીમોલંઘીની,*
*શશ્વદધી ।।'*

મહિમ્ન સ્તોત્રમાં શિવનો મહિમા ગાતાં પુષ્પદંત કહે છે કે શરૂથી અત્યાર સુધી, હે શિવ ! આપના મહિમાની સ્તુતિ ગાતાં હું સ્પષ્ટ થયો છું કે તારી સ્તુતિ કરવી મારી શક્તિની બહાર છે ! હે વરદાતા, ક્યાં મારી અલ્પ બુધ્ધિ અને ક્યાં આપની સીમા ન પકડી શકાય તેવી બુધ્ધિ અને સમૃધ્ધિ ? ! આમ ભયભીત બનેલા મને આપે સધિયારો આપી નિર્ભય બનાવેલો છે તેથી 'તવ ચરણયોસ્તે, વાક્ય પુષ્પોય હારમ'' મારામાં આપે ફરી જે ઉત્સાહ ભરેલ છે ત્યારે મારી આ 'વાણીના પુષ્પો' આપના ચરણોમાં ધરાવું છું !

મહેશ્વરની ભક્તિ તો ભાવની આગવી ગંગોત્રી છે ! ભક્તિના વહેણમાં ખાડો કે ખાંચો ન હોય. હૈયાનું 'વાસણ' ભર્યે જ જાઓ, ભર્યે જ રાખો ! શ્રાવણી ભક્તિની સરવાણી, જીવનભર વહેતી જ રહેશે.

*સાત સરગ આસમાન પર,*
*ભટકત હૈ મન મૂઢ !*
*'ખાલિક'તો ખોયા નહીં,*
*ઇસી મહલ મેં ઢૂંઢ !*

સંત ગરીબદાસ બતાવે છે કે હે મૂઢ મન, તું ખોટું ભટકી રહ્યું છે ? સાત સ્વર્ગ કે આકાશમાં 'તે' જરાપણ નથી. આ ખાલિક (પરમાત્મા) કાંઇ બહાર ખોવાઇ ગયા નથી ! તારા હૃદયરૂપી મહેલમાં જ એની શોધ કર ! અને હકીકતમાં 'મન મંદિરનો માંડવો' મૂકી સિધ્ધનાથ શંકરને આપણે ઉભા કરેલા મંદિરોમાં શોધતા રહ્યા છીએ ! અને તે પણ પોતાને પહુંચેલા ભક્ત સમજીને !

એક દૃષ્ટાંત નજર સમક્ષ તરવરે છે. શિવ મંદિરમાં એક પ્રજ્ઞાચક્ષુ ભક્ત 'ઉમાપતિ'ની ઝાંખી કરવા તલશી રહ્યો હતો ! શ્રાવણ એટલે મહાદેવના મહિમાની છોળો ઉડાડતો માસ ! સ્વાભાવિક દર્શનાર્થીની ભીડ હોવાની જ ! ભીડમાં ધક્કે ચડેલા આ 'સુરદાસ' દર્શન માટે આગળ વધતાં પડી ગયો ! ત્યાં મારા જેવા પોતાને પહુંચેલા માનતા (!) ભક્તે તેને ઉઠાવતાં કહ્યું 'ભાઇ ! તમે તો પ્રજ્ઞાચક્ષુ છો, ગમે તેટલા નજીક જશો તો પણ 'પિનાકપાણિ પ્રભુને જોઇ તો શકવાના નથી ! તો દર્શન માટે નકામાં ભીડમાં શા માટે પડો છો ? તો સુરદાસનો જવાબ આપણા જેવાના ચર્મચક્ષુને દીર્ઘ દૃષ્ટી આપી રહ્યો કે 'હે સુજ્ઞ ભાઇ ! મને ખબર જ છે કે હું અંધ છું શંકરના દર્શન ન જ હાજરી નોંધશે, તેજ મારો સંતોષ છે ! છેને ઇશ્વરને ચાહનારો અને ગમતો થનાર જણ ?!

એટલે જ ગાંધર્વ ભક્ત પુષ્પદંતની વાત પકડીએ કે 'મારો ભય, પ્રભુ તેં દૂર કર્યો, તેથી જ તને હું પ્રાર્થી શક્યો છું' હવે તો શ્રાવણ માસમાં આપણી ભક્તિ પાકટ બનવા માંડી છે. તેથી સૌમાં નવોજ ભાવ પ્રગટાવવો રહ્યો. શિવભક્તની નવી ARMY (દળ) ઊભી કરવાની છે ! સામાન્ય રીતે સરળ વ્યક્તિ કે ભક્તને આપણે 'આ માણસ તો GOD FEARING' છે તેમ કહી, કોઇ પણ કામ કરતાં ઇશ્વરનો ડર રાખનાર છે એમ કહેશું. પણ કાળ તો કરવટ બદલે છે ત્યારે હવે મંદિરોનો જીર્ણોધ્ધાર નહીં પણ આપણા વિચારોનો પણ જીર્ણોધ્ધાર કરવાનો છે ? તેથી સમય અને સદાશિવની માંગ છે કે 'ઇશ્વરથી ડરનાર' નહીં પણ 'ઇશ્વરને ચાહનાર' ભક્ત ઉભો કરવાનો છે ! આવા તેજસ્વી વિચારના પ્રણેતા સ્વ. પાંડુરંગ શાસ્ત્રી, હાંક મારી કહેતા કે 'We Need GOD LOVING And Not GOD FEARING BHAKTA !'

શ્રી નાળેશ્વર મહાદેવ, ચોખંડા, ભદ્રેશ્વર.

ભયની ભક્તિ નહીં પણ સતત વહેતા રહેલા ભાવની ભક્તિ, મારો આ અભયંકર આશુતોષ ચીંધી રહ્યો છે !

*મંત્રહીણુ, ક્રિયા હીણુ, ભક્તિ હીણુ સુરેશ્વર !*
*જે મેં પૂજન ભાવે ધર્યું,*
*પરિપૂર્ણ ગણો સહી !!*

ભક્તિ નહીં શક્તિ પ્રમાણે, વિધિ નહીં ભાવ સાથે, મેં જે જે સત્કર્મો કર્યા હે દેવેશ ! તેને પૂર્ણ અને યોગ્ય ગણશોજી, એટલી જ આજીજી છે!

બ્રહ્માંડના તખ્તા ઉપર આપણે સૌ નાની અમથી 'કઠપૂતળી' જેવા કલાકાર છીએ. દિગ્દર્શક તો પડદા પાછળ બેઠો, શ્રાવણી ભક્તિને સરકાવી રહ્યો છે ! તે આપણને અંદરના અભિનયમાં લેપતાં સમજાવે છે કે- *નેપથ્ય મહીંથી કશો અણસાર થવાનો !*

*'શિવ ભક્ત હું - કેડી નવી કંડારવાનો !*

તેથી જ ભક્તિની નવી કેડીમાં ગહન સ્તોત્રો કે ઊંડા કર્મકાંડ કે વિધિની જરૂર નથી માત્ર 'શાંબ-શિવાય નમો નમઃ' ના જાપ સાથે શિવને એક 'લોટી જળ'નો અભિષેક સચરાચર એવા શિવને તરબોળ કરી દેશે.

## ફરિયાદ

### મંગલમ્ રસ્તે કયા તંત્રની હકૂમત છે ?

ભુજ શહેરનો લેકવ્યૂ હોટલથી મંગલમ્ ચાર રસ્તા તથા તેની આગળ જતો રસ્તો જે નવો બન્યો છે તે એક તો નાનો છે. દરરોજ સાંજે ખાણી-પીણીની ગાડી પાસે વાહનો આડેધડ પાર્કિંગ કરે છે. કોઇ પૂછનાર નથી.

લેકવ્યૂથી મંગલમ રસ્તા ઉપર સવારથી રાત સુધી ટ્રાફિક રહે છે. વચ્ચે રસ્તો તૂટી ગયો છે તેને બાયબાય કરી અને સાઇડમાંથી વાહનો ચલાવાય છે. આ રસ્તો છેલ્લે ક્યારે થયો, કયા ડિપાર્ટમેન્ટમાં આવે છે, આ રસ્તો કોણ કરશે એ વિવાદ જૂનો છે પણ આ રસ્તો હાલમાં પાલિકા દ્વારા મરામત થાય છે તે અત્યંત તકલાદી છે. સંબંધિત તંત્રો યોગ્ય કરે તે ઇચ્છનીય છે.

**ભુજ - બાલુભા સોઢા**

### સંસ્કારનગરનો એ માર્ગ અણમાનીતો કાં ?

સંસ્કારનગર લીમડાવાળી લાઇન રોડ કે જે સ્વામિનારાયણ વિદ્યાલય સુધી છે તે તદ્દન ભંગાર અને બિસમાર હાલતમાં છે. આ મુદ્દો નગરપાલિકાની સામાન્ય સભામાં બજેટ પસાર કરતી વખતે ઉછળ્યો ત્યારે ગ્રાન્ટ પણ મંજૂર કરવામાં આવી પણ શહેરના અન્ય રસ્તાઓ સિમેન્ટના થઇ ગયા... જ્યારે આ રસ્તાને શું ગ્રહણ લાગ્યું છે તે સમજાતું નથી !

હકીકતમાં આ રસ્તાનું વરસાદમાં સાવ ધોવાણ થઇ ગયું છે અને આ વખતની સિઝનમાં વરસાદ આવશે તો આ રસ્તો બિલકુલ ધોવાઇ જ જવાનો છે. આખરે આ રસ્તાના ડામર રોડ/સિમેન્ટ રોડ બનાવવામાં વિઘ્ન શાનું છે ? તેનો ખુલાસો નગરપાલિકા કરશે ?

**ભુજ - દીપક ભટ્ટ**

Archived by: www.realpatidar.com/library

# ગુજરાતી શાળાનું અંગ્રેજી 'પછાતપણું' ભૂતકાળ બનશે

**ધો. ૫થી ધો.૮ના અંગ્રેજી વિષયે મેકોલેમંડિત શિક્ષણપદ્ધતિને દેશવટો દઇ સ્પોકન, કમ્યુનિકેટિવ ઈંગ્લીશ પર ભાર મૂકતો નવો અભ્યાસક્રમ**

અમદાવાદ, તા. ૨૭ : ગુજરાતી માધ્યમની શાળાઓમાંથી ભણી ઉતરતા વિદ્યાર્થીઓ તેઓની અંગ્રેજી વિષયક સજ્જતામાં કાચા પડતા હોવાનું દાયકાઓ જૂનું મ્હેણું ભાંગશે. મેકોલેમંડિત પદ્ધતિને ફારગતિ આપીને ગુજરાતની શાળાઓમાંના છોકરા-છોકરીઓ વોક ધ ટોકની સજ્જતા ધરાવતા હોય તે દિવસો હવે દૂર નથી. ગુજરાતની શાળાઓના વિદ્યાર્થીઓ વર્ડ્સવર્થની ડેફોડિલ્સ કવિતાનું પઠન કરવાનું શીખતા પહેલાં પોતાનો બાયોડેટા કેમ લખવો, ઇ-મેઇલ એકાઉન્ટ કઇ રીતે બનાવવું, મોબાઇલ ફોનમાં ટેક્ષ્ટ મેસેજીસ કઇ રીતે મોકલવા, શાળાઓમાં અખબાર કઇ રીતે વાંચવા તે શીખી લેશે. અંગ્રેજી શીખવાની મેકોલેએ લાગુ કરેલી શિક્ષણપદ્ધતિને દાયકાઓ બાદ વિદાય આપીને ગુજરાત કાઉન્સિલ ફોર એજ્યુકેશનલ રીસર્ચ એન્ડ ટ્રેનિંગ (જીસીઇઆરટી) એ ધો. પાંચથી ધો.આઠના અંગ્રેજીના પાઠયપુસ્તકોને એ રીતે પુનઃ તૈયાર કર્યા છે, મકાર્યા છે કે તેમાં લેખનપદ્ધતિ શીખવા પૂર્વે વિદ્યાર્થી/ વિદ્યાર્થિની વાતચીત અને સંદેશાવ્યવહાર માટેનું ઈંગ્લીશ શીખી લઇ શકે. દા.ત. ધો. આઠના પાઠયપુસ્તકમાં મોબાઇલ ફોન મોડેલ સરખાવવાની, ઇ-મેઇલ એકાઉન્ટ બનાવવાની કરવાની, મતદાર ઓળખકાર્ડ કઇ રીતે ભરવું, પડોશી સાથે કઇ રીતે (અંગ્રેજીમાં) વાત કરવી કે મિત્રો સાથે કઇ રીતે વાતચીત કરવી તેને લગતી બાબતો અભ્યાસક્રમના ભાગરૂપ હશે. ગુજરાતભરની શાળાઓમાં ધો. પાંચથી અંગ્રેજીનું શિક્ષણ ફરજિયાત છે. ભણવાના અધિકાર (આરટીઇ)ની માર્ગદર્શિકા મુજબ આશરે પાંચસો શાળાઓમાં એક વર્ષ માટે ચકાસાયેલી નવી સિસ્ટમ વર્બ્સ, નાઉન્સ, જેન્ડર અને સબ્જેક્ટ-પ્રેડિકેટ જેવી વ્યાકરણની પાયાની બાબતો શીખવવાની રસમને દૂર કરાશે. રોજિંદી પરિસ્થિતિઓ (માટે આવશ્યક એવી સજ્જતાઓ) પર વધુ ભાર મુકાશે. તેથી ગુજરાતી લેખનરીતિમાં આવતા દરેક શબ્દ માટે સામે (સમાનાર્થી) અંગ્રેજી શબ્દ મુકાશે અને તેનો અર્થ તથા ઉચ્ચાર જાણવામાં મદદરૂપ થાય તે માટે તેનું ભાષાંતર કરેલું હશે. આ નવો અભ્યાસક્રમ, રાજ્યની સરકાર સંચાલિત અને સરકારી સહાય મેળવતી ચાલીસ હજાર શાળાઓમાં અમલી કરાશે. આલ્ફાબેટ અને યુગો જૂની ર્‌હાઇમ્સ ઉપર ભાર દેવાને બદલે અંગ્રેજી ભાષા શિખવામાં પ્રત્યાયન તથા ઓજારો-ઉપકરણો પર ધ્યાન કેન્દ્રિત કરાશે. જેમ કે 'તમારા ઘરમાંના ગેજેટ્સ (સાધનો ઉપકરણો)ની યાદી તૈયાર કરો' (ધો. ૭મું) વગેરે.

જમ્મુથી ૬૫ કિલોમીટરના અંતરે એક ખીણમાં ખાબકી પડેલી ટ્રકના કાટમાળની તપાસ કરી રહેલી પોલીસ દેખાય છે.

## ભારતીય યુવાનની હત્યા માટે બ્રિટિશ યુવાનને ૩૦ વર્ષ જેલની સજા

લંડન, તા. ૨૭ (પીટીઆઇ) : ભારતીય વિદ્યાર્થી અનુજ બિદવે (૨૩)ની ઠંડે કલેજે હત્યા કરનારા અને પોતાને 'સાયકો' તરીકે ઓળખાવતા ૨૧ વર્ષના કાપરાન સ્ટેપલેટોનને ઓછામાં ઓછી ૩૦ વર્ષની જેલની સજા ફટકારવામાં આવી હતી. કાપરાન સ્ટેપલેટોન આજે માંચેસ્ટરની ક્રાઉન કોર્ટમાં હસતો હસતો દાખલ થયો હતો અને તેણે બિદવે પરિવારના સભ્ય તરફ સ્મિત કર્યું હતું. તેને સજા સંભળાવ્યા બાદ ત્યાંથી લઈ જવામાં આવ્યો હતો. ૨૬મી ડિસેમ્બરે બિદવેની હત્યા માટે કસુરવાર ઠરેલા આ બ્રિટિશ યુવાનને ઓછામાં ઓછી ૩૦ વર્ષની જેલની સજા ફટકારવામાં આવી છે. તેની સામેનો ખટલો પાંચ સપ્તાહ ચાલ્યો હતો.

## સાબરમતી જેલમાં વણઝારા અને પાંડિયન વચ્ચે મારામારી !

અમદાવાદ, તા. ૨૭ (અમારા પ્રતિનિધિ તરફથી) : સૌહરાબુદ્દીન નકલી એન્કાઉન્ટર કેસના આરોપી સસ્પેન્ડેડ આઇપીએસ અધિકારી રાજકુમાર પાંડિયન અને પૂર્વ ડીઆઇજી ડી.જી.વણઝારા વચ્ચે સાબરમતી જેલમાં મારામારી થયાની ઘટનાએ ભારે ચકચાર જગાવી છે. આ સંદર્ભે સ્પેશિયલ કોર્ટમાં ફરિયાદ થતાં કોર્ટે જેલ સત્તાવાળાઓ પાસે જરૂરી વિગતો માંગી છે. પ્રાપ્ત માહિતી અનુસાર, પૂર્વ ડીઆઇજી ડી.જી.વણઝારાને જેલમાં મળતી સગવડો અંગે સસ્પેન્ડેડ આઇપીએસ અધિકારી પાંડિયને આરટીઆઇ હેઠળ વિગતો માંગી ત્યારથી આ બન્ને અધિકારીઓ વચ્ચે સંબંધો વણસી ગયા હોવાનું સમજાય છે. પાંડિયને કરેલી ફરિયાદ અનુસાર, ૨૨મી જુલાઇએ બન્ને વચ્ચે ઉગ્ર બોલાચાલી થયા બાદ મામલો ઝપાઝપી સુધી પહોંચી ગયો હતો. આ મારામારી સમયે જેલ સત્તાવાળાઓએ પોલીસને પણ બોલાવી ન હતી. આ અંગે એફઆઇઆર નોંધવા માટે માંગેલી મંજૂરીને જેલ સત્તાવાળાઓએ નામંજૂર કરી દીધી હતી જેથી તેઓએ અદાલતમાં ફરિયાદ કરી છે. અત્રે ઉલ્લેખનીય છે કે, આ ઘટના પછી પાંડિયનને અન્ય ખોલીમાં ખસેડાયા હતા.

## ઓલિમ્પિકમાં આજની રમતો

**તીરંદાજી :** ● પુરુષોની ટીમ ઈવેન્ટ -અને ચંદ્રકો માટેની મેચો
**શૂટિંગ :** ● દસ મીટર એર રાઇફલ મહિલા ક્વોલિફાય અને ફાઇનલ્સ
● દસ મીટર એર રાઇફલ પુરુષો ક્વોલિફાય અને ફાઇનલ્સ
**વેઇટ લિફ્ટિંગ :** ● મહિલા ૪૮ કિગ્રા ગ્રુપ એ
**ટી.ટી. :** ● મહિલા અને પુરુષ સિંગલ્સ.

## ગેલની બળૂકી બેટિંગના બળે કેરેબિયનો મજબૂત સ્થિતિમાં

**ક્રીસ ૧૫૦, પોવેલ ૯૬ રને દાવમાં : વિના વિકેટે ૨૪૫**

એન્ટીગુઆ, તા. ૨૭ : અહીં રમાઇ રહેલી પ્રથમ ટેસ્ટમાં ન્યૂઝીલેન્ડના ૩૫૧ રન સામે મેદાનમાં ઊતરેલી યજમાન કેરેબિયન ટીમે આજે ત્રીજા દિવસે ક્રીસ ગેલ અને પોવેલની પ્રભાવશાળી બેટિંગના બળે અંતિમ અહેવાલ અનુસાર એક પણ વિકેટ ખોયા વિના ૨૪૫ રન કરીને મજબૂત સ્થિતિ મેળવી હતી. અઢાર માસ બાદ ટેસ્ટ રમવા મેદાન પર ઉતરેલા ક્રિસ ગેલે લાંબો સમય ક્રિઝ પર ટકી રહેતાં ૧૫૦ રન કર્યા હતા. જ્યારે પોવેલ ૧૫ ચોગ્ગા સાથે ૯૬ રને દાવમાં હતા.

અગાઉ ન્યૂઝીલેન્ડની ટીમ તેના પ્રથમ દાવમાં ૩૫૧ રન બનાવી ઓલઆઉટ થઇ ગઇ હતી. ન્યૂઝીલેન્ડ તરફથી ઓપનિંગ બેટ્સમેન ગુપ્ટિલે સૌથી વધુ ૯૭ રન બનાવ્યા હતા. તે ત્રણ રન માટે સદી ચૂકી ગયો હતો. આ ઉપરાંત ફ્લાયને ૪૫ અને કેપ્ટન ટેલરે પણ ૪૫ રન બનાવ્યા હતા. વિન્ડિઝ તરફથી નારેને સૌથી વધુ ૧૩૨ રન આપી પાંચ વિકેટ ઝડપી હતી. જ્યારે રામપોલ અને રોચે બે-બે વિકેટ ઝડપી હતી. બીજા દિવસની રમત બંધ રહી ત્યારે વિન્ડિઝ ન્યૂઝીલેન્ડથી ૨૦૬ રન પાછળ હતું અને તેની તમામ ૧૦ વિકેટ હાથમાં હતી.

## હજુ તો લડાઇ શરૂ કરી છે, પરિણામ લાવીને જ જંપીશું : કેશુભાઇ

અમદાવાદ, તા. ૨૭ (અમારા પ્રતિનિધિ તરફથી) : ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્ર મોદી અને ભાજપ સામે બાયો ચઢાવનારા પૂર્વ મુખ્યમંત્રી કેશુભાઇ પટેલને ગુજરાત પ્રદેશ ભાજપનાં તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા પાક્ષિક મનોગતમાં તંત્રી સ્થાનેથી રાજ્યસભાના પૂર્વ સાંસદ અને કોષાધ્યક્ષ સુરેન્દ્ર પટેલે તેમના દ્વારા લખાયેલા તંત્રીલેખમાં મહાભારતના અર્જુને જે રીતે દ્રોણાચાર્ય અને ભિષ્મપિતામહ સામે યુદ્ધ છેડ્યું હતું તેવી સ્થિતિનું નિર્માણ નહીં કરવાની સલાહ આપીને ગર્ભિત ચીમકી ઉચ્ચારતા તેનો સીધેસીધો જવાબ આપવાને બદલે કેશુભાઇ પટેલે પોતાના બ્લોગમાં સૂચક જવાબ આપ્યો છે. તેમણે સ્પષ્ટપણે જણાવ્યું છે કે, ભ્રષ્ટાચારી અને સત્તા લાલચુ લોકો સામેની લડાઇમાં પરિણામ લાવીને જ જંપીશુ. તેમણે એમ પણ કહ્યું કે, લોકોની લડાઇએ હજુ તો પ્રસ્થાન જ કર્યું છે.

## ગુજરાતમાં કોબે જેવું પોર્ટ સિટી વિકસાવશે

**જાપાનના પ્રવાસના સમાપને મુખ્યમંત્રીનો નિર્ધાર : મોદીએ ચાર દિવસમાં ૬૫ કાર્યક્રમોમાં ભાગ લીધો**

અમદાવાદ, તા. ૨૭ (અમારા પ્રતિનિધિ તરફથી) : મુખ્યમંત્રી નરેન્દ્રભાઇ મોદીના નેતૃત્વમાં ગુજરાત બિઝનેસ ઉદ્યોગ પ્રતિનિધિ મંડળ જાપાનનો ચાર દિવસનો સફળ પ્રવાસ પૂરો કરીને શુક્રવારે બપોર બાદ અમદાવાદ પરત આવવા કોબેથી રવાના થયું હતું.

જાપાન અને ગુજરાત વચ્ચે વિશ્વાસની નવી ઊંચાઇઓને પ્રસ્થાપિત કરતા મુખ્યમંત્રીના આ પ્રવાસથી બન્ને વચ્ચે પારસ્પરિક સહભાગીતાના નવા ઐતિહાસિક અધ્યાયનો પ્રારંભ થઇ ગયો છે એમ મુખ્યમંત્રીએ કોબેના ગવર્નર અને મેયર આયોજિત વિદાય સમારંભમાં ઉષ્માસભર સત્કાર પ્રતિભાવરૂપે આભારની લાગણી વ્યક્ત કરતાં જણાવ્યું હતું.

ચાર દિવસના આ જાપાન પ્રવાસમાં પાંચ રાજ્યો- ટોકિયો, હામામાત્સુ, એઇચી-નાગોયા, ઓસાકા અને કોબે- હાયોગોમાં મુખ્યમંત્રી મોદીએ કુલ મળીને ૬૫ જેટલા કાર્યક્રમો, ત્રણ સેમિનાર, એક રાઉન્ડ ટેબલ કોનફરન્સ અને શ્રેણીબદ્ધ વન-ટુ-વન બેઠકો યોજી હતી. મોદીએ જાપાન પ્રવાસથી પરત આવતા પૂર્વે આજે સવારે કોબે પોર્ટની નિરીક્ષણ મુલાકાત લીધી હતી. ગુજરાતના બિઝનેસ ડેલિગેશન સાથે કોબે પોર્ટના ઇન્ટરનેશનલ પોર્ટ સિટીમાં ગુરૂવારનું રાત્રિ રોકાણ કરીને શુક્રવારે સવારે એક કલાક સુધી મોદીએ મરીન-બોટમાં કોબે પોર્ટની સ્થાપનાથી પ્રગતિ યાત્રાના પ્રારંભથી અત્યાર સુધીના પોર્ટ ડેવલપમેન્ટ અને વિદેશ વ્યાપારની કાર્ગો ટ્રાફિકની ગતિવિધિઓની માહિતી મેળવી હતી. ૧૯૯૫ના વિનાશક ધરતીકંપથી તારાજ થયેલું કોબે પોર્ટ માત્ર બે જ વર્ષમાં નવનિર્મિત કરવાની અપૂર્વ સફળતા જાપાનના પુરૂષાર્થની શક્તિની પ્રતીતિ કરાવે છે

જેમાં ધોલેરા બંદરની પ્રાચીન જાહોજલાલીનું વિઝન સાકાર થવાનું છે. ગુજરાતના સમુદ્રકાંઠાની ભારતના વિશ્વવેપારનું અને એશિયા-યુરોપ વચ્ચે વિશ્વ વાણિજ્યનું કેન્દ્રબિંદુ પણ બનાવવાનું છે.

મુખ્યમંત્રીએ કોબે ઇન્ટરનેશનલ પોર્ટ સિટીનો અનુભાવ ધ્યાને રાખીને ગુજરાતમાં મોડેલ પોર્ટ સિટી બનાવવાનો નિર્ધાર કરેલો છે.

## મોદી આજે દુષ્કાળની પરિસ્થિતિની સમીક્ષા કરશે

અમદાવાદ, તા. ૨૭ (અમારા પ્રતિનિધિ તરફથી) : ગુજરાતના મુખ્યમંત્રી નરેન્દ્ર મોદી પાંચ દિવસીય જાપાનના પ્રવાસથી આજે ગુજરાત પરત ફર્યા બાદ સૌ પ્રથમ મુખ્યમંત્રી રાજ્યમાં પ્રવર્તી રહેલી દુષ્કાળની સ્થિતિની સમીક્ષા કરશે. રાજ્યમાં ચોમાસાની સિઝનને દોઢ માસ વિતવા છતાં વરસાદ ખેંચાતા ઊભી થયેલી પરિસ્થિતિનો સામનો કરવા માટે મોદીએ આવતીકાલે એક ઉચ્ચસ્તરીય બેઠક બોલાવી છે. જેમાં મંત્રીમંડળની પેટા સમિતિ તેમજ સચિવોના સભ્યો હાજર રહેશે અને રાજ્યના તમામ જિલ્લાઓના કન્ટીજન્સી પ્લાન ઉપર ચર્ચા કરશે.

ગુજરાતમાં અડધાથી વધારે જિલ્લાઓમાં વરસાદ પડ્યો નથી જેથી વાવેતર પણ થઇ શક્યું નથી. બીજી બાજુ રાજ્યના ડેમોમાં પણ પાણીનો જથ્થો ખલાસ થઇ ગયો છે.

## ઉ.પ્ર.માં શાળાની છત ધસી પડતાં છ બાળકના મોત

લખનૌ, તા. ૨૭ : ઉત્તરપ્રદેશના બીજનૌર જિલ્લામાં એક ગામમાં શાળાની છત ધરાશાયી થઇ જતાં ઓછામાં ઓછા છ બાળકોના મોત થયા છે. આ બનાવથી અરેરાટી ફેલાઇ ગઇ છે.

પોલીસે કહ્યું છે કે, મૃત્યુ પામેલા તમામ બાળકોની વય ૧૦ વર્ષની આસપાસની છે. ખાનગી રીતે ચલાવવામાં આવતી સ્કૂલમાં આ દુર્ઘટના ઘટી હતી. બીજનૌરના પોલીસવડા નીતિન તિવારીએ કહ્યું છે કે, કાટમાળ હેઠળ છથી વધુ બાળકો દટાઇ ગયા હતા અને તેમના મોત થયા હતા. અમુકને ઇજાઓ પણ થઇ હતી. આ શાળામાં ૨૭ બાળકો હતા. બાકીના વિદ્યાર્થીઓને બચાવી લેવામાં સફળતા મળી હતી. કાટમાળ હેઠળ ફસાયેલા આ બાળકોને નાની-મોટી ઇજા થઇ હતી.

## ગુજરાતને લગતા કેસોમાંથી ન્યાયાધીશ આલમને હટાવો

**રાજ્યના પૂર્વ લોકાયુક્ત સોનીનો સુપ્રીમ કોર્ટના ચીફ જસ્ટીસને પત્ર**

અમદાવાદ, તા. ૨૭ (અમારા પ્રતિનિધિ તરફથી) : ગુજરાત રાજ્યના પૂર્વ લોકાયુક્ત ન્યાયાધીશ એસ. એમ. સોનીએ દેશના મુખ્ય ન્યાયમૂર્તિને એક પત્ર લખીને સુપ્રીમ કોર્ટમાં ચાલી રહેલા ગુજરાતના રમખાણોના કેસમાંથી જસ્ટિસ આફતાબ આલમને હટાવવાની માગણી કરી છે. આ પત્રમાં તેમણે એવો આક્ષેપ કર્યો છે કે, જસ્ટિસ આફતાબ આલમ ચોક્કસ જ્ઞાતિ પ્રત્યે પૂર્વગ્રહ રાખે છે અને તેથી કેસ ઉપર અસર પડી રહી છે. તેમણે ગુજરાત સાથે સંકળાયેલા સૌહરાબુદ્દીન નકલી એન્કાઉન્ટર કેસ સહિતના કેસમાંથી આફતાબ આલમને હટાવવાની માગણી કરી છે.

જસ્ટિસ સોની ગુજરાત લોકાયુક્તપદેથી નવેમ્બર-૨૦૦૩માં નિવૃત થયા છે. ચીફ જસ્ટિસ એસ. એચ. કાપડિયાને લખેલા ૧૦ પાનાના પત્રમાં તેમણે જણાવ્યું છે કે, આ પત્રને જાહેર હિતની અરજી તરીકે ટ્રીટ કરવામાં આવે. તેમણે જે ફોજદારી કેસમાં ગુજરાત સરકાર પક્ષકાર હોય અને તેની સુનાવણી જસ્ટિસ આફતાબ આલમ દ્વારા થતી હોય તેવા તમામ કેસ ચલાવવા ઉપર મનાઇ હુકમ આપવાની માગણી કરી છે.

## હવે પાણીથી ચાલશે કાર !

ઇસ્લામાબાદ, તા. ૨૭ : કાર પાણીથી ચાલે તો કેવો જલસા થઇ પડે, તેવું આપણે ઘણીવાર વિચારીએ છીએ. આવા 'તરંગી' લાગે તેવા વિચારને હકીકતમાં પલટાવતાં પાકિસ્તાનના ઇન્જેનેરે પેટ્રોલ-ડીઝલ નહીં પરંતુ પાણીથી ચાલી શકે તેવી કાર ખરેખર બનાવી છે જે જોનારા સૌ ભારે અચરજ પામ્યા હતા.

અહેવાલ અનુસાર એન્જિનીયર વકાર અહમદે ગઇકાલે ઇસ્લામાબાદમાં સાંસદો, વૈજ્ઞાનિકો, વિદ્યાર્થીઓ સમક્ષ આ પાણીથી ચાલતી કારનું નિદર્શન કર્યું હતું.

## રાજ્યના ૨૫ લાખ વાહનોને સીએનજીમાં ફેરવવા પડશે

**૫૦૦ સીએનજી સ્ટેશનની જરૂર ઊભી થશે**

અમદાવાદ, તા. ૨૭ (અમારા પ્રતિનિધિ તરફથી) : ઓટોરિક્ષા એસો.દ્વારા ગુજરાત હાઇકોર્ટમાં કરાયેલી જાહેર હિતની અરજીનો ચુકાદો આપતાં ગુજરાત હાઇકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિની ખંડપીઠે ગુજરાત સરકારને રાજ્યના તમામ વાહનોને એક વર્ષમાં સીએનજીમાં ફેરવવાનો હુકમ કરતા રાજ્યના ૨૫ લાખ જેટલા વાહનોને એક વર્ષમાં સીએનજીમાં ફેરવવા પડે તેમ છે.

એક અધિકારીના જણાવ્યા પ્રમાણે, જો આ કામ હાઇકોર્ટના આદેશ પ્રમાણે આપવામાં આવેલી એક વર્ષની મુદતમાં કરવું હોય તો એ એક મોટા પડકાર સમાન બની રહેવાનું છે અને તેમાં પણ કોમર્શિયલ તથા જાહેર વાહનવ્યવહારના વાહનોને બદલવાનું કામ પણ અઘરૂ છે. એક માહિતી પ્રમાણે ૩૧ માર્ચ ૨૦૧૨ની સ્થિતિએ હાલ ગુજરાત રાજ્યમાં ૧૪.૧૧ લાખ કારમાંથી ૧.૭ લાખ મોટરકારો, ૫.૬૧ લાખ ઓટોરિક્ષામાંથી ૨.૩૦ લાખ રિક્ષાઓ અને ૧૨.૧૬ લાખ કોમર્શિયલ અને પબ્લીક ટ્રાન્સપોર્ટના વાહનોમાંથી ૮.૦૩૯ લાખ વાહનો સીએનજી ફીટ કરેલા છે.

## પાકમાં હિન્દુના ઇસ્લામ ધર્મમાં રૂપાંતરનું થયું જીવંત પ્રસારણ !

**પાકિસ્તાનનાં જ ડોન દૈનિકમાં ટીવી ચેનલની ટીકા : લઘુમતીને હાંસિયામાં ધકેલાઇ છે**

ઇસ્લામાબાદ, તા. ૨૭ : પાકિસ્તાનમાં એક ટેલિવિઝન શોમાં એક હિન્દુ યુવાનના ઇસ્લામ ધર્માંતરણનું જીવંત પ્રસારણ કરાતાં અગ્રણી અખબારે નોંધ્યું છે કે આ ઘટનાક્રમ પાકમાં ઇસ્લામ ધર્મ જેટલો ઊંચો દરજ્જો અન્ય કોઇ ધર્મનો ન હોવાના સ્પષ્ટ સંકેત આપે છે. ડોન અખબારના આજના અંકના અગ્રલેખમાં જણાવાયું છે કે આ જીવંત પ્રસારણ પરથી એ દેખીતી રીતે કળાય છે કે પાકમાં ઇલેક્ટ્રોનિક મીડિયા ઘટનાક્રમોને મસાલા ભભરાવવામાં અંતિમ હદસુધી જઇ શકે છે અને ધર્મ એ હવે વાજબી રમત બની ગઇ છે. જ્યાં અગાઉથી જ લઘુમતીઓ સાથે અનેક પ્રકારે 'બીજી હરોળના નાગરિક' તરીકે વર્તન કરાતું રહ્યું છે તેવા દેશમાં ઇસ્લામ ધર્મ અંગીકાર કરનાર હિન્દુ યુવકના ધર્માંતરણને જાહેરમાં દર્શાવવાના બનાવથી લઘુમતી સમુદાયને વધુ હાંસિયામાં ધકેલવાની માનસિકતા છતી થઇ હોવા બદલ અગ્રલેખમાં ખેદ વ્યકત કરાયો હતો.

## ગુજરાત ચૂંટણીમાં રાહુલ સક્રિય ભૂમિકા ભજવશે

નવી દિલ્હી, તા. ૨૭ : સંગઠન અને સરકારમાં મોટી જવાબદારી માટે તૈયાર કોંગ્રેસ મહાસચિવ રાહુલ ગાંધીની વધતી દખલ અને કદના સંકેતો જોવા મળી રહ્યા છે. ગુજરાત, હિમાચલ પ્રદેશ અને ત્રિપુરામાં ટિકિટોની ફાળવણીથી માંડી ચૂંટણીની રણનીતિ ઘડવા માટે પોતાની યુવા ટીમને જવાબદારી સોંપી રાહુલે આ વખતે પોતાની કાર્યકારી કે ઉપાધ્યક્ષ બનવા જેવી પોતાની વધતી ભૂમિકાના સ્પષ્ટ સંકેત આપ્યા છે. સરકારમાં સોનિયા ગાંધીની ઈચ્છા અનુસાર રાહુલ વડાપ્રધાન કાર્યાલયમાં મંત્રીની નવી જવાબદારી સ્વીકારવાની વિચારણા કરી રહ્યા છે.

સૂત્રોના જણાવ્યા અનુસાર સોનિયા ગાંધી ઈચ્છે છે કે સંગઠનમાં છેલ્લા આઠ વર્ષથી સક્રિય રાહુલ હવે આગામી લોકસભા ચૂંટણી પહેલાં પ્રશાસનિકસ્તર પર પણ અનુભવી બની જાય. સોનિયા અને તેના સલાહકારો ઈચ્છે છે કે રાહુલને વડાપ્રધાન કાર્યાલયમાં મંત્રી તરીકેની જવાબદારી સંભાળવી જોઈએ. તેનાથી તેમને સીધી વડાપ્રધાન કાર્યાલયની કાર્યપ્રણાલી અને તેની જવાબદારીઓનો અનુભવ મળશે. જોકે તેમાં એક સંદેહ એ પણ છે કે રાહુલ વડાપ્રધાન કાર્યાલયમાં બેસશે તો સૌનું ધ્યાન વડાપ્રધાનને બદલે તેની તરફ કેન્દ્રીય થવા લાગશે.

## મુંબઇમાં બાલ ઠાકરેના અવસાનની અફવા

મુંબઇ, તા.૨૭ : દેશના વ્યાવસાયિક પાટનગર મુંબઇમાં શિવસેના પ્રમુખ બાલ ઠાકરેના અવસાનની અફવા ફેલાઇ છે. અત્રે ઉલ્લેખનીય છે કે, બાલ ઠાકરે થોડા દિવસોથી હોસ્પિટલમાં સારવાર હેઠળ છે. જો કે સત્તાવાળાઓ દ્વારા તેમની સ્થિતિ સ્થિર હોવાનું કહેવામાં આવે છે.

મહાનગરમાં અનેક વિસ્તારોમાં ગઇકાલ સાંજથી આ અફવા ફેલાવા લાગી હતી. શિવસેના દ્વારા આ અફવા અંગે ખુલાસો કરવા છતાં આજે દિવસભર આમ લોકો વચ્ચે આ અફવા ચાલતી રહી હતી. તેમની સારવાર કરી રહેલા ડોકટરોના જણાવ્યાનુસાર તેમની હાલત સ્થિર છે. હજુ તેઓને ત્રણ-ચાર દિવસ સુધી હોસ્પિટલમાં રાખવા પડશે.

## હજ ક્વોટા મામલે કેન્દ્રને સુપ્રીમનો વધુ એક ફટકો

**વિવેકાધીન ક્વોટાના આદેશને એક વર્ષ મુલતવી રાખવાની કેન્દ્રની અરજી નકારી**

નવી દિલ્હી, તા.૨૭ (પીટીઆઇ) : હજયાત્રીઓ માટેના પોતાના વિવેકાધીન ક્વોટાને સીમિત કરવાના સર્વોચ્ચ અદાલતના ૨૩મી જુલાઇના આદેશ પર અમલને એક વર્ષ માટે મુલતવી રાખવાના કેન્દ્ર સરકારના અનુરોધને નકારીને સુપ્રીમ કોર્ટે કેન્દ્ર સરકારને વધુ એક ફટકો આપ્યો હતો.

ન્યાયમૂર્તિ આફતાબ આલમ અને રંજના પ્રકાશ દેસાઇની બેન્ચે એટર્ની જનરલ જી.ઇ. વહાણવટી અને વકીલ હૈરિસ બેરાન દ્વારા રજૂ કરાયેલી સરકારની અરજીને સ્વીકારવાનો ઇન્કાર કર્યો હતો. સરકાર દ્વારા નિર્ધારિત કેટલાક નિયમોને પડકારતી ખાનગી પ્રવાસન ઓપરેટરોની થોકબંધ અરજી પરની સુનાવણી દરમ્યાન એટર્ની જનરલે પોતાની દલીલો રજૂ કરી હતી.

## પહેલા પાનેથી...

### સુપ્રીમ-મીઠાં ઉદ્યોગ

હતી. હજુ જિલ્લા અદાલતમાં કેટલીક અરજીઓનો નિકાલ થવો બાકી છે, પરંતુ હવે જ્યારે દેશની સર્વોચ્ચ અદાલતે હજારો અગરિયાઓને રોજી આપતા મીઠાં ઉદ્યોગકારોની અરજીઓ કાઢી નાખી છે ત્યારે હવે તેને આધારે તમામ કોર્ટમાંથી કેપીટીની તરફેણમાં જ ચુકાદો આવશે તેવું મનાઇ રહ્યું છે.

અત્રે એ ઉલ્લેખનીય છે કે, દેશમાં જરૂરિયાતનું ૭૦ ટકા મીઠું ગુજરાત પકવે છે અને તેમાંય કચ્છનો ફાળો ૭૫ ટકા જેટલો છે, ત્યારે હવે મીઠાં ઉદ્યોગ લીઝની જમીનોને કારણે ભીંસમાં આવી જતાં તેની અવળી અસર ઉદ્યોગ ઉપર પડશે તેવી દલીલ ઉદ્યોગકારોના સૂત્રો કરી રહ્યા છે.

બીજી તરફ સત્તાવાર સૂત્રોના જણાવ્યા પ્રમાણે મીઠાંની લીઝની જમીનો હવે હરાજીથી અપાવાથી દેશની નામી કંપનીઓ પણ તેમાં ભાગ લઇ શકશે. ટાટા, અદાણી જેવા ધુરંધરો પણ મેદાનમાં આવી જતાં મીઠાં ઉદ્યોગનો નવો યુગ શરૂ થશે. કાનૂની નિષ્ણાતોના જણાવ્યા પ્રમાણે કેપીટીએ શરૂ કરેલી કાનૂની પ્રક્રિયામાં શરૂઆતથી જોડાવાના બદલે ઉદ્યોગકારો મોડા જાગતાં તેમના ભાગે નુકસાન આવ્યું છે. જો સમયસર મીઠાં ઉદ્યોગને લગતી યોગ્ય રજૂઆત થઇ હોત તો ઘણું નુકસાન અટકાવી શકાયું હોત. ભૂતકાળમાં કેપીટીના ઉપાધ્યક્ષ તરીકે આવેલા મનોરંજનકુમારે વિજિલન્સ ઓફિસરની હેસિયતથી લીઝની મીઠાંની જમીનો રિન્યૂ કરવામાં બજાર ભાવનો મુદ્દો ઉપસ્થિત કરીને અત્યાર સુધી કેપીટીને કરોડો રૂપિયાનું નુકસાન થયું હોવાનો અહેવાલ સી.વી.સી.ને મોકલ્યો હતો. જેના પગલે તત્કાલિન ચેરમેન, ડેપ્યૂટી ચેરમેન સહિતના ચારથી પાંચ અધિકારીઓની બદલી થઇ ગઇ હતી. આ પ્રકરણ પાછળથી સી.બી.આઇ.ને સોંપાતા તથા છેલ્લે દિલ્હી હાઇકોર્ટમાં સેન્ટર ફોર પબ્લિક ઇન્ટરેસ્ટ લીટીગેશન દ્વારા જાહેર હિતની અરજી દ્વારા ઉઠાવાતાં આ સમગ્ર પ્રક્રિયા હાથ ધરાઇ હતી.

### ખેલ મહાકુંભ

૧૨મી ઓગસ્ટ સુધી જારી રહેશે.

સ્થાનિક સમય અનુસાર સવારે સવા આઠ વાગ્યે જ 'બિગ બેન'ની મધુરધ્વનિ સાથે લંડનમાં ઉજવણીનો માહોલ શરૂ થઇ ગયો હતો. ઉલ્લેખનીય છે કે કિંગ જ્યોર્જ ચતુર્થની અંત્યેષ્ટિ બાદ પહેલી જ વખત લંડનવાસીઓએ બિગબેનનો અવાજ સાંભળ્યો હતો.

યુરોઝોનના ડામ અને આતંકવાદીઓની બૂરી નજરના ભયને એકબાજુએ હડસેલી દઇને લંડનવાસીઓ ઉપરાંત દુનિયાના ખૂણેખૂણાના દર્શકો યાદગાર કહી શકાય તેવા ઉદઘાટન સમારોહના ત્રણ કલાક ચાલેલા જાદૂમાં રીતસર ઝકડાઇ ગયા હતા અને મનભરીને મહાઉત્સવમાં સામેલ થઇ ગયા હતા. આતંકવાદીઓ કદાચ કોઇક દુસ્સાહસ કરે તો પણ તેને ભરી પીવા માટે અદભુત કહી શકાય તેવી સલામતી વ્યવસ્થા કરવામાં આવી હતી.

'ઓયલ્સ ઓફ વન્ડર'નું નામ ધરાવતા આ સમારોહમાં ઓલિમ્પિક સાથે વણાયેલી પરંપરાઓને અનુસરતાં અંતરરાષ્ટ્રીય ઓલિમ્પિક સમિતિના પ્રમુખ જાક રોખે બ્રિટનની મહારાણી એલિઝાબેથનું સ્વાગત કર્યું હતું અને બરાબર તે જ સમયે મેદાનમાં લગાડવામાં આવેલી કોલ્ડ્રનને પણ મશાલ વડે પ્રજ્વલિત કરવામાં આવી હતી. તે પછી રાણીએ રમતોત્સવના આરંભની ઔપચારિક ઘોષણા કરતાંની સાથે જ હકડેઠઠ ભરાયેલાં મેદાને તે ઘોષણાને આનંદની ચિચિયારીઓ સાથે વધાવી લીધું હતું. મેદાનમાં ઓલિમ્પિકનો ધ્વજ ફરકાવવામાં આવ્યો હતો.

સમારંભનો પ્રારંભ ૩૮ મિનિટ સુધીના બેલ રિંગથી થયો હતો જેને માર્ટિન ક્રીડે તૈયાર કરી હતી. ઉદ્‌ઘાટન સમારંભનું ડાયરેકશન સ્લમડોગ મિલેનિયરના ઓસ્કાર વિજેતા ડેની બોયલે કર્યું હતું. ભારતીય સંગીતકાર એ. આર. રહેમાને રંગ જમાવ્યો હતો આ પૂરો શો શેકસપિયરના નાટક 'ધ ટેપેસ્ટ' પર આધારિત હતો.

### તિવારી

જૈવિક માતા ઉજ્જવલા શર્માએ પણ આ પરિણામ જાહેર થઇ જતાં આનંદની લાગણી સાથે જણાવ્યું હતું કે, આ સત્યની મને તો શરૂઆતથી જ ખાતરી હતી અને આજે એ દુનિયાની સામે પણ આખરે આવ્યું. આ હકીકત બહાર આવ્યા પછી તિવારી તમારી માફી માગે તેવું ઇચ્છો છો કે કેમ તેવા સવાલના જવાબમાં ઉજ્જવલાએ કહ્યું હતું કે, હું કંઇ જ ઇચ્છતી નથી. તેઓ પોતાના મનથી માફી ન માગે ત્યાં સુધી કોઇ અર્થ નથી. અગાઉ, આજે જ ડીએનએ અહેવાલ જાહેર ન કરતાં ગુપ્ત રાખવાની તિવારીની માંગ ફગાવી દેતાં દિલ્હીની વડી અદાલતે ૮૭ વર્ષીય કોંગી નેતાને મોટો ફટકો આપ્યો હતો.

### અનશનમાં રામદેવ

૨૦ વર્ષથી સેવા કરી રહ્યો છું અને મારી રેલીઓમાં લોકોના ટેકાનો અભાવ મેં ક્યારે પણ અનુભવ્યો નથી એમ જણાવતાં બાબા રામદેવે ટીમ અણ્ણાના કંગાળ પ્રદર્શન તરફ ઇશારો કર્યા વિના કહ્યું હતું કે મારી કોઈ પણ જાહેર રેલી કે સભા ફ્લોપ રહી નથી. ટીમ અણ્ણાના આંદોલન તરફ લોકોના ઝડપથી ઘટી રહેલા ટેકા અંગેના રામદેવની આડકતરી ટકોર બન્ને પક્ષ વચ્ચે પડી રહેલી તિરાડ તરફ નિર્દેશ કરી રહી છે. બાબા રામદેવની ટિપ્પણીથી ત્રીજા દિવસમાં પ્રવેશેલું અણ્ણા હઝારેનું આંદોલન કંગાળ સાબિત થયું છે. દરમિયાન, વડાપ્રધાન કાર્યાલયના રાજ્યકક્ષાના પ્રધાન વી. નારાયણસ્વામીએ ટીમ અણ્ણા પર પ્રહારો કરતા જંતરમંતર ખાતે કરવામાં આવેલું આંદોલન લોકોને મૂર્ખ બનાવવા માટે કરવામાં આવ્યું છે એમ જણાવ્યું હતું.

### અમરનાથયાત્રીના મોત

ટ્રકમાં ૩૪ અમરનાથ યાત્રીઓ હતા અને તેઓ યાત્રા દરમ્યાન ભંડારામાં સેવા આપીને પોતાના ઘેર પરત ફરી રહ્યા હતા ત્યારે ગત રાત્રિના ૧૦.૩૦ના અરસામાં સામ્બા જિલ્લામાં ઝમૂરહા મોર્થ નજીક આ ટ્રક માર્ગ પર કાબૂ ગુમાવીને ગડથોલિયાં ખાતી ઊંડી ખીણમાં જઇ પડી હતી.

ઘટનાની જાણ થતાં પોલીસ, સેના અને બીએસએફની ટુકડી દોડી ગઇ હતી અને ટ્રકને ખીણમાંથી કાઢવાનું કાર્ય આરંભ્યું હતું. ઘાયલ થયેલા ૧૬ અન્યને જમ્મુમાં સરકારી તબીબી કોલેજમાં સારવાર અર્થે દાખલ કરવામાં આવ્યા હતા.

## આદિપુર અને આધોઇમાં જુગાર રમતા ૧૮ ખેલી ઝડપાયા

**બાતમી બાદ દરોડો પાડતાં તા.પં. સભ્ય સહિત આરોપીઓ પકડી રૂા. ૧૪,૯૦૦ કબજે કરાયા**

ગાંધીધામ, તા. ૨૭ : આદિપુરમાં જુગાર રમતા તાલુકા પંચાયત સભ્ય સહિતના ૧૧ શખ્સો પોલીસ પાંજરે પૂરાયા હતા. જ્યારે આધોઇમાં સાત શખ્સોને પોલીસે જુગટું ખેલતાં પકડી પાડ્યા હતા.

પોલીસ સૂત્રો પાસેથી મળતી વિગતો મુજબ આદિપુરમાં અર્બુદાનગર વિસ્તારમાં પોલીસે પૂર્વ બાતમીના આધારે આજે સાંજે દરોડો પાડ્યો હતો. આરોપીઓ તા.પં. સભ્ય ધનજી મનજી સોરઠિયા, શાંતિલાલ માવજી હડિયા, ધનજી કરશન મારૂ, ભરત વાલજી આહીર, ગિરજાશંકર ભવાનીશંકર પંડયા, માવજી પુના બંદાણિયા, મહાદેવ ભચુ પ્રજાપતિ, પ્રેમજી નગા બારોટ, દિલીપ જીવણ પરમાર, ક્રિષ્ના સામજી સોરઠિયા અને રાજુ ધોરાનુમલ શ્યામનાણી જુગાર રમતા પકડાઇ ગયા હતા. પોલીસે વધુ તપાસ હાથ ધરી છે. બીજી તરફ ભચાઉ તાલુકાના આધોઇમાં સાંજે સાત વાગ્યાના અરસામાં સેક્ટર-ચારમાં દરોડો પાડ્યો હતો. આરોપીઓ જગશી દેવશી શાહ, ગોકળ રવજી પટેલ, ગણેશ, મનજી વાઘેલા, કરીમ જુમા કાઠી, અરવિંદ ખીમજી સંઘાર, ભોજા વેલા મેરિયા, વાલજી ગણેશા ચાવડા જુગટું ખેલતા પકડાયા હતા. આરોપીઓના કબજામાંથી રૂા. ૧૪,૯૦૦ રોકડા પોલીસે હસ્તગત કર્યા હતા.

## જાહેર નોટીસ

મોજે ગામ : ભુવડ તા. અંજારની સીમના રે.સ.નં. ૫૦૬, જમીન હેકટર ૪-૪૧-૧૧ પ્રતિઆરે વાળા ઠામ સંદર્ભે શ્રી નારણ ભચા મકવાણા તથા શ્રી શંભુ મજા ચાવડાએ અમારા અસીલશ્રી વસંતાબેન લવજી બલદાણીયા સાથે સાટા કરાર કરેલ હતો સદરહુ સાટા કરારની મુદ્દત તા. ૨૪/૭/૨૦૧૨ ના રોજ પૂર્ણ થઇ ગયેલ હોઇ અને સદરહુ મુદ્દતની અંદર ઉપરોકત બન્ને ખરીદનારએ બાકીની અવેજની રકમ ચુકવેલ ન હોઇ સુથી રકમ ફોરફીટ કરેલ છે. અને ઉપરોકત સાટા કરાર આથી રદ્દ કરવામાં આવે છે. જેની લાગતા વળગતાએ નોંધ લેવી.

અંજાર-કચ્છ. તા. ૨૭/૦૭/૨૦૧૨

જીજ્ઞા ડી. વાઘેલા તે વસંતાબેન લવજી બલદાણીયાના એડવોકેટ

અમારી મારફતે : જીજ્ઞા ડી. વાઘેલા - એડવોકેટ, ચિત્રકુટ સોસાયટી - ૧, મકાન નં. ૮૭, અંજાર-કચ્છ.

## જાહેર નોટિસ સર્વે નં. ૯૪૩ પૈકી ૧૦૮ સીમ ફરાદી તાલુકા માંડવી

મારા અસીલ **શ્રી વેરશી પચાણ હરિજન રહે. ગાંધીધામવાળાની** સૂચનાથી સર્વે લાગતાવળગતાને આ જાહેર નોટિસ દ્વારા સૂચિત કરવામાં આવે છે કે, **ગામ ફરાદી તા. માંડવીની સીમના સર્વે નં. ૯૪૩ પૈકી ૧૦૮ અંગે મેં નાગશી દેવજી મહેશ્વરીને** કોઇ જમીન વેચેલ નથી. મને મારા કુટુંબે છેતરી ખરીદનાર સાથે મળી ખોટા દસ્તાવેજ કરાવ્યા છે, જેની નોંધ નં. ૫૮૨૦ સામે મેં વાંધો લીધેલ છે. મેં કોઇ રકમ વેચાણની લીધેલ નથી જેથી આ જમીન અંગે કોઇને પણ **નાગશી દેવજી મહેશ્વરી** સાથે કોઇપણ જાતનો લખાણ કે વ્યવહાર અથવા રજિ. દસ્તાવેજ કરવો નહીં, મારા સાથે થયેલ છેતરપિંડી અંગે હું ફોજદારી ફરિયાદ પણ દાખલ કરું છું, જેની નોંધ લેવી.

સ્થળ : ગાંધીધામ

તારીખ : ૨૭/૭/૨૦૧૨

L.H.T. OF (વેરશી પચાણ હરિજન)

અમારી મારફતે

જી.એન. ખટાના, એડવોકેટ, ગાંધીધામ-કચ્છ.

## જાહેર નોટીસ અને ચેતવણી
### સામખીયાળી સીમ સર્વે નં.૩૬૮ પૈકી

હું નીચે સહી કરનાર ઉંમર ઈસ્માઈલ ખલીફા રહે.લાકડીયા તા.ભચાઉ વાળા આથી જાહેર કરું છું કે, ભચાઉના **ગામશ્રી સામખીયારીના સીમમાં આવેલ "શિવપારસ નગર"** નામે ઓળખાતી બીનખેતી જમીન રેવન્યુ **સર્વે નં.૩૬૮ પૈકી જમીન એકર ૮-૩૬** ગુંઠામાં પાડવામાં આવેલ રહેણાંક હેતુના પ્લોટો **પૈકી પ્લોટ નં.૧૬ થી ૨૧** એમ મળી કુલ્લ છ પ્લોટોનું કુલ્લ ક્ષેત્રફળ ૫૦૨-૧૪ ચો.મીટર વાળા પ્લોટો અમોએ ગોકળ બીજલ પ્રજાપતિ પાસેથી ખરીદ કરેલ છે અને વહેચાણસરની તમામ રકમ અમોએ ગોકળ બીજલ પ્રજાપતિને ચુકવી આપેલ છે, જે અંગેની પહોંચ ગોકળ બીજલ પ્રજાપતિએ અમારા જોગ કરી આપેલ છે અને સદરહુ પ્લોટોનો કબજો પણ અમોએ સંભાળી લીધેલ છે.તે રીતે સદરહુ પ્લોટો અમારા કબજા,ભોગવટા અને માલીકીના આવેલ છે.જેથી ઉપરોકત મિલ્કતો કોઇ પણ વ્યકિતએ વહેચાણથી કે અન્ય કોઇ રીતે લેવી નહી, પ્રવેશ કરવો નહી, આવી કોઇપણ પ્રકારની કાર્યવાહી કરનાર જવાબદાર શખ્શો સામે અમારે દિવાની અને ફોજદારી રાહે પગલા ભરવાની ફરજ પડશે અને આવો કોઇપણ પ્રકારનો વ્યવહાર ઉપરોકત મિલ્કતોને તેમજ અમોને બંધનકર્તા રહેશે નહી,જેની સર્વેએ નોંધ લેવી. અંજાર તા.૨૭/૦૭/૨૦૧૨

અમારી મારફતે :- ઉંમર ઈસ્માઈલ ખલીફા

**ધનંજય જે.વ્યાસ,મોહન જે.પ્રજાપતિ,**
**કમલેશ એચ.પંડયા,કું.માધવી કે.રાયચુરા** -એડવોકેટસ,
ઓ.નગરપાલીકા કોમ્પલેક્ષ,બસ સ્ટેશન સામે,
નવા અંજાર.(ઓ)૨૪૨૮૫૭.

## જાહેર નોટીસ

આ નોટીસથી સર્વેને જાણ કરવામાં આવે છે કે,કચ્છ જિલ્લાના માંડવી તાલુકાના ગામ : દરસડીના સર્વે નં.૧૦૫,ખાતા નં.૩,હેકટર ૧-૮૧-૧૦ આરે, આકાર રૂા.૨.૦૫ પૈસા, ખેતર નામે " ખોડાવારૂ" વાળી જુની શરતની કપિત ખેતીની જમીન અમારા અસીલએ જેમના માલિક (૧) શ્રી જયદીપસિંહ શીવુભા જાડેજા (કાંચા),(૨) શ્રી રાજેન્દ્રસિંહ શીવુભા જાડેજા (કાંચા)અને(૩) શ્રી વશુબા શીવુભા જાડેજા(કાંચા), રહે.તમામ દરસડી, તા.માંડવી-કચ્છ.વાળા પાસેથી અઘાટ વેંચાણ લેવા સોદો કરેલ છે.અને સુથીની રકમ ચુકવી લેખિત સાટા કરાર (બાના ખત) કરેલ છે.

ઉપરોકત ખેતીની જમીન પર કોઇ પણ શખ્સ,બેન્ક કે આસામીઓનું કોઇપણ પ્રકારનું લેણું,લેખુ,ગીરોહકક,વારસાઇ હકકો કે ભરણપોષણના તેમજ અન્ય કોઇપણ પ્રકારના હકકો પોષાતા હોયતો દિવસ-૭ (સાત)માં નીચે જણાવેલ સરનામે લેખિતમાં જાણ કરી, દસ્તાવેજી આધારો રજુ કરવા.અન્યથા મુદત વિત્યે અમારા અસીલ અઘાટ વેચાણનો દસ્તાવેજ બનાવી લેશે.ત્યારબાદ સદર જમીન કે અમારા અસીલ કોઇપણ રીતે જવાબદાર રહેંશે નહીં જેની સર્વેએ સ્પષ્ટ નોંધ લેવી. તા.૨૭/૭/૨૦૧૨.

અમારી મારફતે — હિતેશ આર.ઉકાણી તે ખરીદનારના એડવોકેટ

પટેલ એસોસીએટસ
**હિતેશ આર.ઉકાણી,** મો.૯૪૨૯૧ ૨૫૦૩૦
**મુકેશ કે.પટેલ** મો.૯૮૨૫૫ ૭૩૭૪૬,
એડવોકેટસ,ગઢશીશા.

## ટાઇટલ કલીયરન્સ અંગેની જાહેર નોટીસ
### મોજે :- ભુજ સીમ, તા.ભુજ-કચ્છ, રે.સ.નં.૬૨૦/૧

આથી જાહેર જનતાને જણાવવાનું કે (૧) હંસાબેન વાઘજી પિંડોરીયા અને (૨) પ્રીતીબેન સુનીલ પિંડોરીયા, રહે.બન્ને મીરજાપર, તા.ભુજ-કચ્છ વાળાએ ભુજ તાલુકાના ગામ શ્રી ભુજ સીમના રે.સ.નં.૬૨૦/૧, હેકટર ૩-૫૧-૦૦ આરે વાળી જુની શરતની કપીત ખેતીની જમીન તેમના મુળ માલીક શ્રી ઉંમર પબુ હરીજન પાસેથી રજીસ્ટર વેંચાણ દસ્તાવેજ નંબર ૯૩૮૭, તા.૨૦/૦૭/૨૦૧૨ વાળા થી વેંચાણ લીધેલ છે અને સદરહુ ખેતીની જમીનના માલીક તથા કબ્જેદાર થયેલા છે. (૧) હંસાબેન વાઘજી પિંડોરીયા અને (૨) પ્રીતીબેન સુનીલ પિંડોરીયાએ સદરહુ ખેતીની જમીન પોતાની નામે દાખલ કરવા માટે ઇ-ધરા કચેરીએ નોંધ નં.૩૩૩૩ વાળી પડાવેલ છે. તેમજ તેમની ઉપરોકત જમીન અંગે અમારી પાસે ટાઇટલ કલીયરન્સ સર્ટીફીકેટની માંગણી કરેલ છે. જેની સામે કોઇને વર વાંધો, લેણુ-લેખુ, ગીરો-બોજો જે કાંઇ પણ હોય તો તે વ્યકિતને દીન (૭) સાતમાં લેખીત આધારો સહીત અમારી ઓફીસે જાણ કરવી. મુદત વિત્યે આગળની કાર્યવાહી કરવામાં આવશે. જેની ગંભીર નોંધ લેવી.

તા.૨૭/૦૭/૨૦૧૨

અમારી મારફતે :-
**ગિરીશ એ.દુબાસીયા,**
**પ્રતાપ એસ. સૌસી** -એડવોકેટસ.,
ગ્રાઉન્ડ ફલોર, ઓધવધામ એપાર્ટમેન્ટ, ભુજ-કચ્છ
મો.નં.૯૮૭૯૦ ૮૦૭૦૦ / ૯૮૭૯૮ ૭૮૪૭૮

## મોજે ગામ શિરાચા, તા.મુંદરાનાં રે.સ.નં.૪૩ વાળી જમીન સંબંધે જાહેર નોટીસ કમ ચેતવણી

આથી હુ નીચે સહી કરનાર બુધ્ધારામભાઇ જુમાભાઇ ચાવડા રહે. ગાંધીધામ વાળા આ જાહેર નોટીસ કમ ચેતવણીથી જાહેર કરી સ્પષ્ટ ચેતવણી આપું છું કે,

અમોએ મોજે ગામ-શિરાચા તા.મુંદરાનાં રે.સ.નં.૪૩ વાળી જમીન ભરપે માપે એકર ૧૦-૦૧ ગુંઠા ખેતર નામે "કલાવારો" રજીસ્ટર્ડ દસ્તાવેજનં.૪૦૦ થી તા.૧૯/૯/૯૭ ના રોજે ખરીદ કરેલ છે તે રીતે ઉપરોકત ઠામનાં અમો કાયદેસરનાં માલીક-મુખત્યાર છીએ.

ઉપરોકત ઠામો અમોએ કયારેય પણ વિશ્વબંધુ શ્રી રામ ગૌતમને વેંચાણ આપેલ નથી કે તે સંબંધમાં કોઇ વ્યવહાર કરેલ નથી તેમ છતાં તેમણે અમારી ખોટી સહી ઉભી કરી, પોતાનો મળતીયાં માણસને અમારે નામે ઓળખાવી રજી.દસ્તાવેજ નં.૩૧૨, તા.૨૨/૫/૯૮ વાળો ઉભો કરેલ છે. અમો સદર કહેવાતા દસ્તાવેજ સંબંધે જોઇન્ટ સબ રજીસ્ટ્રાર, માંડવી સમક્ષ ગયેલા નથી કે તેમાં સહી કરેલ નથી.

આમ, ઉકત વિશ્વબંધુ શ્રી રામ ગૌતમે મદદગારોનો આધાર લઇ બનાવટી દસ્તાવેજ આધારે ગેરકાયદેસર તથા ખોટા હકકો પ્રાપ્ત કરેલ છે. તથા સદર દસ્તાવેજ ખોટો અને બનાવટી હોવાનું તેઓ જાણતા હોવા છતાં, સાચા તરીકે ખપાવી રેવેન્યુ રેકર્ડે ખોટી નોંધો પડાવેલ છે. જે નોંધો તથા બનાવટી દસ્તાવેજની જાણ અમોને તા.૨૬/૭/૨૦૧૨ ના રોજે થયેલી છે. જેથી આ નોંધો ને પણ અમો સક્ષમ ઓથોરીટી સમક્ષ પડકારીશું તથા ઉકત બનાવટી દસ્તાવેજમાં મદદ કરનાર તમામ સામે અમો ફોજદારી ફરીયાદ દાખલ કરીશું જેની નોંધ લેશો.

સબબ સર્વે ને સ્પષ્ટ જણાવવામાં આવે છે કે, ઉપરોકત ત્રણેય ઠામો મારી સ્વતંત્ર માલીકીનાં આવેલા છે. જેથી સદરહું "વિશ્વબંધુ શ્રી રામ ગૌતમ" ને અમારી ઉપરોકત જમીનમાં કોઇ માલીક હકક પ્રાપ્ત થયેલાં નથી. જેથી આ જમીનો સંબધે તેમની સાથે કોઇ વેંચાણ વ્યવહાર કોઇ કે લખાણો કરવા-કરાવવા નહીં તેમ છતાં કોઇ વ્યવહાર કે લખાણ કરવામાં આવશે તો અમારી જવાબદારી રહેશે નહિં.

તા.૨૭/૭/૨૦૧૨

મારી મારફતે : — બી.જે. ચાવડા

**બી.એસ મહેશ્વરી,**
**એમ.એન. મહેશ્વરી,એમ. આઇ. પઠાણ** -એડવોકેટસ
૧૦૬, પ્રથમ માળે-ધવલ કોમર્શીયલ કોમ્પલેક્ષ,
જીલ્લા પંચાયતની સામે, ભુજ. મો.૯૮૭૯૩ ૭૯૨૧૨

## કચ્છમિત્ર લીગલ ડેસ્ક
૨૮-૦૭-૧૨

## જાહેર નોટિસ
### ચિત્રોડ, તા.રાપર-કચ્છ

આ નોટિસથી દરેકને જાણ કરવામાં આવે છે કે, કચ્છ જીલ્લાના રાપર તાલુકાના મોજે ગામ : ચિત્રોડની સીમના સર્વે નં.૪/૫, હે.૧-૫૯-૮૫ ના માલિક રાજા શંભુ હરિજન, રહે.ચિત્રોડ, તા.રાપર-કચ્છ વાળા પાસેથી અમારા ગ્રાહકે અઘાટ વેચાણ રાખવાનો સોદો કરેલ છે.

જેથી ઉપરોકત જમીન પરત્વે કોઇનું પણ કોઇપણ જાતનું લેણું, લેખું કે હકક, હિસ્સો કે લાગ, ભાગ, ગીરો કે વર, વાંધો કે તકરાર હોય તો તે આ નોટિસ પ્રસિધ્ધ થયેથી દિવસ-૭ (સાત) માં અસલ આધારો સાથે નીચેના સરનામે જાણ કરવી. મુદત વિત્યે સદરહુ જમીન ઉપર અન્ય કોઇનો પણ કોઇપણ જાતનો હિસ્સો કે લાગ, ભાગ નથી અગર છે. તો જતો કરેલ છે તેમ માની અમારા ગ્રાહક ઉપરોકત જમીનનો અઘાટ વેચાણનો પાકો રજીસ્ટર્ડ દસ્તાવેજ બનાવી લેશે. ત્યારબાદ કોઇપણના વર, વાંધા બાબતે અમારા ગ્રાહક કે સદરહુ જમીનની કોઇ જવાબદારી રહેશે નહીં. જેની આથી દરેક વ્યકિતએ નોંધ લેવી. તા.૨૭/૭/૧૨

**મનુભાઇ પી.રાજગોર**
દસ્તાવેજ લખનાર, એસ.ટી.ડેપાની પાસે, "મોમાય ઝેરોક્ષ" રાપર-કચ્છ.
મો.૯૮૨૫૪ ૫૦૪૫૧

## ટાઇટલ કલીયરન્સ અંગે જાહેર નોટિસ

આથી જાહેર જનતાને જાણ કરવામાં આવે છે કે શ્રી લક્ષ્મીકાન્ત રમેશચંદ્ર રાથી તેમના કબ્જા ભોગવટા અને માલિકીની કચ્છ જીલ્લાના ગાંધીધામ તાલુકામના ગામ: ગળપાદરમાં આવેલ બીનખેતી જમીન રેવન્યુ સર્વે નં. ૭૫, પ્લોટ નં. ૧૯૧, 'બાગેશ્રી પામ' (ભૂમી રેસીડેન્સી) અંગે ટાઇટલ કલીયરન્સ સર્ટીફિકેટ કાઢી આપવા માંગણી કરેલ છે. જે અંગે આધારો સહિત દિવસ-૭ (સાત) ની અંદર નીચે સહી કરનાર સમક્ષ જાણ કરવી. મુદ્દત વિત્યે ટાઇટલ કલીયરન્સ સર્ટીફિકેટ કાઢી આપવામાં આવશે, જેની સર્વેએ નોંધ લેવી. તા.૨૬-૭-૧૨

**કમલ વિજય વર્મા**
**એન.કે.મુલચંદાણી**
એડવોકેટસ
ટી.એચ.એકસ-૪૮, આદિપુર

## સુધારો

તા. ૨૬-૭ના પેજ નં. ૮ ઉપર છપાયેલ કમલ વર્મા (એડવોકેટ)ની જા×ખમાં રે.સર્વે નં. ૨૮૯/૧ કરી કુલ્લ બીનખેતી ખેતર-૧૧ (અગિયાર) એવુ ઉમેરીને વાંચવું.

## ટાઇટલ કલીયરન્સ બાબતે જાહેર નોટિસ

શ્રી હરસુખ ભામાભાઇ વાળા તે પ્લોટ નં. ૨૮૦, રેવન્યુ સર્વે નં. ૧૬૪, ગામ: મેઘપર બોરીચી, તા. અંજાર-કચ્છના માલિક અને કબ્જેદાર છે તેવું જણાવી અમારી પાસેથી ટાઇટલ કલીયરન્સ સર્ટીફિકેટની માંગણી કરેલ છે. જેથી ઉપરોકત મિલ્કત બાબતે કોઇ ઇસમ, બેંક વિ. કોઇને કોઇપણ પ્રકારનો હકક-હિસ્સો, તકરાર, ગીરો ભાગ વિ. હોય તો દિવસ-૭ માં અમારી પાસે લેખિતમાં આધાર પુરાવા સાથે વાંધાઓ રજૂ કરવા સમય વિત્યે અમો ટાઇટલ કલીયરન્સ સર્ટીફિકેટ ઇશ્યુ કરી આપશું.

તા. ૨૭-૭-૨૦૧૨

**અશોક એમ.ઘેડા**

## ટાઇટલ કલીયરન્સ બાબતે જાહેર નોટિસ

શ્રી કમલેશ રામદાસ ગુપ્તા તે મકાન નં. ૧૨, રેવન્યુ સર્વે નં. ૨૨૯/૨, 'બાગેશ્રી રેસીડેન્સી' ગામ: મેઘપર બોરીચી, તા. અંજાર-કચ્છના માલિક અને કબ્જેદાર છે તેવું જણાવી અમારી પાસેથી ટાઇટલ કલીયરન્સ સર્ટીફિકેટની માંગણી કરેલ છે. જેથી ઉપરોકત મિલ્કત બાબતે કોઇ ઇસમ, બેંક વિ. કોઇને કોઇપણ પ્રકારનો હકક-હિસ્સો, તકરાર, ગીરો ભાગ વિ. હોય તો દિવસ-૭ માં અમારી પાસે લેખિતમાં પુરાવા સાથે વાંધાઓ રજૂ કરવા સમય વિત્યે અમો ટાઇટલ કલીયરન્સ સર્ટીફિકેટ ઇશ્યુ કરી આપશું.

તા. ૨૭-૭-૨૦૧૨

**અશોક એમ.ઘેડા**
એડવોકેટ
પ્લોટ નં.૫૯૨, વોર્ડ નં. ૧૨/સી,
ગાંધીધામ. ૯૮૨૫૭ ૩૦૧૨૦

## ટાઇટલ કલીયરન્સ બાબતે જાહેર નોટિસ

શ્રીમતી રીટા રમેશ પ્રજાપતિ તે પ્લોટ નં. ૧૯૪ 'વિભાગ-એ' રેવન્યુ સર્વે નં. ૧૩૨, ગામ: મેઘપર બોરીચી, તા. અંજાર-કચ્છના માલિક અને કબ્જેદાર છે તેવું જણાવી અમારી પાસેથી ટાઇટલ ...

...

સમજી અમારા અસીલ ઉપરોકત જગ્યાનો રજીસ્ટર દસ્તાવેજ બનાવી લેશે. ત્યારબાદ ઉપરોકત ગ્રામ પંચાયત આકારણી નંબર ૧૧૭૭ વાળી જગ્યા કે અમારા અસીલ કોઇ પ્રકારે જવાબદાર રહેશે નહી. જેની આથી જાહેર જનતાએ નોંધ લેવી. તારીખ : ૨૭/૦૭/૧૨

મારી મારફતે :
**અજય કાંતિલાલ ગોર**
(પીટીશન રાઇટર)
ગામ : સામખીયાલી,
તાલુકો : ભચાઉ (કચ્છ)
મો.૯૮૨૫૭ ૪૭૮૫૧

...

અંગે કોઇનું લેણું-લેખું, હકક-હિસ્સો, બોજો, કબજા અધિકાર, ભાગ વગેરે હોય તો તેમણે દિવસ-૭ માં નિચેના સરનામે લેખિત આધાર પુરાવા સાથે જાણ કરવી. મુદત વિત્યે ઉપરોકત પ્લોટોનાં અઘાટનાં પાકા દસ્તાવેજો અમારા ગ્રાહકનાં નામે બનાવી લેવામાં આવશે. ત્યારબાદ ઉપરોકત પ્લોટો કે અમારા ગ્રાહક કોઇપણ રીતે જવાબદાર રહેશે નહી.

તા.૨૭/૦૭/૨૦૧૨, ભુજ-કચ્છ

**જીતેન ઓધવજી રેલોન,**
દસ્તાવેજ લખનાર
કેપીટલ કોમર્શીયલ, નાગર ચકલા,
ભુજ. મો. ૯૮૨૫૫૮૧૮૦૮

## જાહેર નોટીસોનો જવાબ

અમો સ્વ. ઈસ્માઈલ સુલેમાન બકાલીના વારસો (૧) ગુલામ હુશેન ઈસ્માઈલ(૨) ફાતમાબાઈ ઈસ્માઈલ (૩) અમીનાબાઈ ઈસ્માઈલ ના જનરલ પાવરદાર મકબુલ ગુલામ હુશેન સમા આથી જાહેર જનતાને જાણ કરીએ છીએ કે, તા. ૨૩/૭/૨૦૧૨ના રોજ કચ્છમિત્રમાં પાના નં. ૭ ઉપર એડવો કેટશ્રી વીજય આર. ગઢાઇ અસીલશ્રી વિનોદ ગંગારામ પટેલ તથા પરેશ વલ્લભજી છાભૈયા વતી પ્રસિધ્ધ કરાવેલ નોટીસ તથા તા. ૨૭/૭/૨૦૧૨ના રોજ કચ્છમિત્ર પાનાં નં. ૮ ઉપર અંજારના એડવોકેટશ્રી ધનંજય વ્યાસ તરફથી તેમના અસીલશ્રી પ્રદિપ આણંદજી ખોના તરફથી પાઠવવામાં આવેલ નોટીસ એમ બન્ને નોટીસો ખરી અને કાયદેસર નથી ભુજ શહેના સર્વે નં. ૫૯૦/૧, અને ૫૯૦/૨, વાળા ઠામોની જમીન અમારી વડીલો પાર્જીત છે. સ્વ. સુલેમાન કાસમ બકાલીના વારસદારો છીએ જે બારામા અમોએ શ્રી સીવીલ જજ સાહેબ (સી.ડી.) કોર્ટમાં સ્પે. દિવાની કામના નં. ૫૧/૧૦ તથા ૨/૨૦૦૯ વાળામા પક્ષકારો તરીકે જોડાવા અરજીઓ કરેલ છે. જે ચાલુમાં છે આથી જાહેર જનતાને જાણ કરવામાં આવે છે કે, ઉપરોકત ઠામો બારામા હવે કોઈ પણ પ્રકારના વહેવારો કરવા નહી. આ નોટીસ આપ્યા છતાં પણ જો કોઇ પણ શખ્સ તરફથી ઉકત બન્ને ઠામો બારામાં વગર વિચારે વહેવારો કરવામાં આવશે તો તેમને જોખમે છે. જે બદલ અમો કે અમારા ઉકત ઠામો જવાબદાર રહેશે નહી. જેની સર્વેએ નોંધ લેવી. તા. ૨૭/૭/૨૦૧૨

અમારી મારફતે : **એસ. વી. ખોજા,** (એડવોકેટ)
૧૭/બી, હિંમતનગર કોલોની, ભુજ-કચ્છ.

## ટાઇટલ કલીરીયન્સ સર્ટીફીકેટ અંગેની જાહેર નોટીસ

ભુજ તાલુકાના પેટાગામ-મીરઝાપરની સીમના રે.સર્વે નં.૩૪/૧ વાળી જમીન કે જે ભુજ શહેરની હદમાં સમાવિષ્ટ કરવામાં આવેલ છે. અને તે શિવકૃપા નગર, ગ્રીનપાર્ક સોસાયટી તરીકે ઓળખાય છે. તેમાં પાડવામાં આવેલ પ્લોટો પૈકી પ્લોટ નં.૨૦, ૨૧ અને ૨૨ વાલા એકત્રીત કરાયેલ જમીન પૈકીનો ઉતરાદી બાજુના હીસ્સાની જમીન ૧૪૦ ચોરસ વાર બરાબર ૧૧૧.૫૨ ચોરસ મીટરના ક્ષેત્રફળની અને તે જમીન પર ગ્રાઉન્ડ ફલોર તથા ફર્સ્ટ ફલોર પર બાંધવામાં આવેલ રહેણાંકનું મકાન નં.૩ વાળું આશરે ૧૦૭.૮૦ ચોરસ મીટરના બીલ્ટઅપ વિસ્તાર સહીતના માલીક શ્રી નરેન્દ્ર પુરષોતમ ઠકકર રે.ભુજ-કચ્છ વાળાએ ઉપરોકત મિલકતનું ટાઇટલ કલીરીયન્સ સર્ટીફીકેટ અમારી પાસે માંગણી કરેલ છે. જેથી ઉપરોકત મિલકતના ટાઇટલ કલીરીયન્સ સર્ટીફીકેટ ઇસ્યુ કરવા અંગે કોઇપણ વ્યકિત સંસ્થા ટ્રસ્ટ કે બેંક કે અન્ય કોઇનો પણ વર, વાંધો કે તકરાર હોય તો તેમણે આ નોટીસ પ્રસિધ્ધ થયેથી દીન-૭ માં નીચે જણાવેલ અમારા સરનામે લેખીત આધાર પુરાવા સાથે રજુ કરવા. અન્યથા મુદત વિત્યે ટાઇટલ કલીરીયન્સ સર્ટીફીકેટ આપવાની કાર્યવાહી હાથ ધરવામાં આવશે જેની સર્વેએ નોંધ લેવી. ભુજ-કચ્છ તા.૨૭/૦૭/૨૦૧૨

જે.આર.મહેતા એડવોકેટ

**જે.આર. મહેતા,**
**આનંદ જે. મહેતા** -એડવોકેટસ
"મંગળા ભવન" પંચમુખા હનુમાન શેરી, ભુજ-કચ્છ. ફોન નં.૨૨૩૨૦૮

...

સદર દુકાન પરત્વે કોઇપણ વ્યકિત કે સંસ્થાનુ કોઇપણ પ્રકારનું લેણું લેખું કે વાંધો-વિરોધ કે હિત સંબંધ હોય તો આ નોટિસ પ્રસિદ્ધ થયેથી દિવસ-૭માં લેખિત આધાર પુરાવા સાથે અમારી પાસે રજૂઆત કરવી અન્યથા ઉકત બાબતે કોઇને પણ કંઇ વાંધો-વિરોધ નથી તેવું માની અઘાટનો દસ્તાવેજ રજિસ્ટર કરાવવામાં આવશે, ત્યારબાદ સદર દુકાન કે અમારા અસીલ કોઇપણ પ્રકારે જવાબદાર રહેશે નહીં, જેની સર્વેએ નોંધ લેવી.

ભુજ-કચ્છ, તા. ૨૭/૭/૨૦૧૨

**એસ. એસ. માવાણી** તે ખરીદનારના એડવોકેટ

**એસ.એસ. માવાણી,** એડવોકેટ, ૩૩/એ, લોટસ કોલોની, ભુજ, ફોન : ૯૪૨૭૪૩૭૭૫૭ e-mail : smawani@lawyer.com

## જાહેર નોટીસ (અબડાસા)

કચ્છ જીલ્લાનાં ભુજ તાલુકાનાં પેટા ગામ: શ્રી કુરબઇની સીમમાં આવેલ બિનપિયત જુની શરતની ખેંડવાણ જમીન, જેનાં રે.સર્વે નં.**૪૧/૨, ૪૦/૧,** તેમજ **૩૯,** જે દરેક ઠામ મળી કુલ્લે જમીન ભરપે માપે હે.૧-૧૫- (આરે)-૩૪ ચો.મી., જેનાં માલિક : છગનલાલ નારાણ હરીજન, રહે.ગામ-કુરબઇ, તા.ભુજ-કચ્છ વાળા સાથે સદર જમીન અઘાટ માલીકી હકકે, ખાલી કબ્જાથી ખરીદ કરવા અમારા ગ્રાહકે સોદો નકકી કરેલ છે.

ઉપરોકત જમીન પર જો કોઇનો હકક હિસ્સો, અધિકાર કે લેણાં-લેખા બાકી હોય કે આ સોદા સામે વાંધો કે તકરાર હોય તો આ નોટીસ પ્રસિધ્ધ થયેથી દિવસ-૭ (સાત) માં તેના દસ્તાવેજી આધારા પુરાવા સાથે રૂબરૂ માં નીચેના સરનામે જાણ કરવી. મુદત વિત્યે ઉપયુર્કત જમીનનાં પાકા રજીસ્ટર્ડ દસ્તાવેજ કરાવી લેવામાં આવશે. ત્યારબાદ અમારા ગ્રાહક કે સદર જમીનની કોઇ જવાબદારી રહેશે નહીં. જેની સ્પષ્ટ ત્યારબાદ અમારા ગ્રાહક કે સદર જમીનની કોઇ જવાબદારી રહેશે નહીં. જેની સ્પષ્ટ નોંધ લેવી.

તા.૨૮/૦૭/૨૦૧૨

**અનિલ પ્રેમજી ઠકકર**
(દસ્તાવેજ લખનાર)
તપોવન એપાર્ટમેન્ટ, દુકાન નં.૧૦૯,
હાટેશ્વર મંદિર સામે, ભુજ-કચ્છ.
મો.નં. ૯૮૨૫૩ ૦૯૧૫૮

...

કાર્યવાહી કરવામાં આવશે જેની સ્પષ્ટ નોંધ લેવી. તારીખ:૨૭/૦૭/૨૦૧૨.

સ્થળ : ગાંધીધામ

**બી.આર.ગઢવી**
**એલ.આર.વર્મા**
(એડવોકેટસ)
૨૨૩ વોર્ડ ૧૨/બી,ગાંધીધામ-કચ્છ.
મો. ૯૮૨૫૪ ૮૯૩૬૨

## જાહેર નોટિસ

આથી જાહેર જનતાને જાહેર નોટિસ આપી જાણ કરવામાં આવે છે કે, જીલ્લો કચ્છ તાલુકો ભુજના તળ શહેર ભુજની સીમનાં નગરપાલિકાની હદ બહાર (૧) રેવ. સર્વે નાં. ૫૧, ભરપે માપે હે. ૨-૫૩ આરે - ૦૦ ચો.મી. (૨) રે.સર્વે નં. ૫૨/૧ ભરપે માપે હે. ૧-૦૫ આરે - ૦૦ ચો.મી. (૩) રેવ. સર્વે નાં. ૫૨/૨, ભરપે માપે હે. ૧-૧૦ આરે - ૦૦ ચો. મી. તથા (૪) રેવ. સર્વે નાં. ૫૩, ભરપે માપે હે. ૩-૯૫ આરે - ૦૦ ચો.મી. કુલ ભરપે માપે હે. ૮-૬૩ આરે - ૦૦ ચો.મી. ની જમીન રહેણાંકના હેતુ માટે બીનખેતીમાં ફેરવાઇ શ્રી નરનારાયણનગર' તરીકે ઓળખાય છે. તેમાં પાડવામાં આવેલ પ્લોટો પૈકીનો પ્લોટ નંગ - ૧ કે, જેના પ્લોટ નાં. ૪૫૫, ભરપે માપે ૮૪.૦૦ ચો.મી. માપના થાય છે. સદર પ્લોટના માલિક શ્રી નરોત્તમભાઇ રામજીભાઇ વડોર, ભુજ-કચ્છના પાવરદાર વિનોદ અજરામલ રાજગોર, ભુજ-કચ્છ પાસેથી હિરેન હરીશ ઠકકર, ભુજ-કચ્છ મારફતે અમારા ગ્રાહકએ અઘાટ હમીરાવાર વેચાણ લેવાનો સોદો નકકી કરેલ છે. સદરહુ પ્લોટમાં જે કોઇનોપણ લેણો-લેખો, કશો હકક, હિસ્સો, હિત-સબંધ, લિયન, ચાર્જ કે સુખાધિકાર હોય તેમણે આ નોટિસ પ્રસિધ્ધ થયેથી દિવસ-૭ સાતની અંદર અમારી ઓફિસે લેખિત વાંધા આધારો પુરાવાઓ સાથે રજૂ કરવા. તેમ કરવામાં કસુર થયેથી સદરહુ પ્લોટમાં અન્ય કોઇનો કશો વર-વાંધો, હકક-હિત અને અધિકાર નથી અથવા જતો કરેલ છે તેમ માનીને મુદ્દત પુરી થયા બાદ અમારા ગ્રાહક સદરહુ પ્લોટનો અઘાટ હમીરાવાર વેચાણ લીધાનો પાકો દસ્તાવેજ કરાવી લેશે. ત્યારબાદ અમારા ગ્રાહક કે સદરહુ પ્લોટ કોઇને જવાબદાર રહેશે નહીં. જેની આથી સર્વેએ નોંધ લેવી.

ભુજ.તા. ૨૭-૭-૨૦૧૨

અમારા મારફતે :-
**સંકલ્પ** ધ ડોકયુમેન્ટ શોપ
જયુબીલી ગ્રાઉન્ડની સામે, આવકાર રેસ્ટોરેન્ટની નીચે, ભુજ.
મો.૯૯૦૯૦૧૯૪૫૦,૯૯૭૯૯૯૯૮૩૦

ભુજમાં ગૌ હત્યા મામલે સારી કામગીરી બદલ પોલીસ અધિકારીઓનું સન્માન કરાયું હતું. તસવીરમાં નાયબ પોલીસ અધિક્ષકને સન્માન પત્ર આપી બહુમાન કરતા શ્રી મા સાહેબ ચેરિટેબલ ટ્રસ્ટના પ્રમુખ સંદીપ કે. શાહ સાથે દિગ્વિજયસિંહ જાડેજા વગેરે.

# ગૌહત્યા કેસમાં કડક પગલાંની ખાતરી બાદ ભુજમાં યુવાનોના ઉપવાસ પૂર્ણ

ભુજ, તા. ૨૭ : ગૌ અને ગૌવંશ હત્યામાં સંડોવાયેલા જવાબદારો સામે નિયમોનુસાર કડક કાર્યવાહી હાથ ધરવાની વહીવટી તંત્ર દ્વારા ખાતરી અપાતા અહીં છેલ્લા ચાર દિવસથી યુવાનો દ્વારા ચાલી રહેલા ઉપવાસ આંદોલનનો સુખદ અંત આવ્યો હતો.

અહીંના શ્રી મા સાહેબ ચેરિટેબલ ટ્રસ્ટના નેજા હેઠળ શરૂ કરાયેલા આ આંદોલનના આજે ચોથા દિવસે અધિક જિલ્લા મેજિસ્ટ્રેટ દ્વારા કડક પગલાંની લેખિત ખાતરી અપાઇ હતી. આ પછી ઉપવાસ આંદોલન પૂર્ણ કરાયું હતું.

આ પૂર્વે ઉપવાસ ઉપર બેઠેલા યુવાનો અને તેમના ટેકેદારો આજે રેલી સ્વરૂપે કલેકટર કચેરીએ પહોંચ્યા હતા અને આવેદનપત્ર આપ્યું હતું. ટ્રસ્ટના પ્રમુખ ધારાશાસ્ત્રી સંદીપ કે. શાહે જણાવ્યું હતું કે, આ આંદોલનને જુદીજુદી ૮૦ સંસ્થાનો ટેકો મળ્યો હતો.

દરમ્યાન ગૌહત્યા કેસમાં સારી કામગીરી કરવા બદલ એસ.પી. બિપીન આહીરે, નાયબ પોલીસ અધિક્ષક ડી.આર. અગ્રાવત, ગુનાશોધક શાખાના પી.આઇ. વી.આર. મલ્હોત્રા અને શહેર પી.આઇ. ડી.વી. રાણાનું ટ્રસ્ટ દ્વારા સન્માનપત્ર આપીને સન્માન કરાયું હતું. સન્માનમાં પ્રમુખ સાથે યુવા અગ્રણી દિગ્વિજયસિંહ જાડેજા વગેરે જોડાયા હતા.

## તિજોરી કચેરીના કર્મચારીને નિવૃત્તિ વિદાયમાન અપાયું

ભુજ, તા. ૨૭ : જિલ્લા તિજોરી કચેરી ભુજ કચેરીના વર્ગ-૪ના કર્મચારી જે. એ. રાઠોડ નિવૃત્ત થતાં જિલ્લા તિજોરી અધિકારી બી.એમ. પંડ્યાના અધ્યક્ષપદે નિવૃત્તિ વિદાયમાન સમારંભ યોજાયો હતો.

શ્રી રાઠોડનું શાલ અને શ્રીફળ આપી શ્રી પંડ્યાએ સન્માન કર્યું હતું અને સન્માનપત્ર હિસાબનીશ એસ.વી. ઠક્કરે આપ્યું હતું. સન્માનપત્રનું વાંચન શ્રીમતી એસ.એસ. ઠક્કર દ્વારા કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે બી.એમ. ગોર, એમ. કે.ગોરે શુભેચ્છા પાઠવી હતી. વ્યવસ્થા આર. કે. પંડયા, બી.એચ. ગોર તથા જે.ટી. વાસુએ સંભાળી હતી. સંચાલન જે.વી. મહેતાએ કર્યું હતું.

## જાહેર નોટિસ
### વાંઢ (૧) સ.નં. ૩૪૭, (૨) ૨૪૭

મોજે વાંઢ, તા. માંડવી-કચ્છની સીમના અનુક્રમે (૧) સર્વે નં. ૩૪૭, હેકટર ૧.૦૭.૨૪, આકાર રૂા. ૧.૩૧ પૈસા નામે વિસલવાળી કટકીવાળો ઠામ કલ્યાણજી મોણશી દેઢિયા તથા (૨) સર્વે નં. ૨૪૭, હેકટર ૪.૭૪.૫૦, આકાર રૂા. ૩.૩૧ પૈસા નામે કામોરાઇ જયેશ મૂરજી છેડા પાસેથી અમારા અસીલે અઘાટ વેચાણથી ખરીદવા સોદો કરેલ છે. તો સદરહુ ઠામો સંબંધે કોઇપણ ઇસમનો હકક-હિસ્સો કે અધિકાર, ગણોતિયા કે ગીરો-વિટાંતરના હકકો વિગેરે હોય તો આ જાહેર નોટિસ પ્રસિદ્ધ થયેથી દિન-૭માં લેખિત આધારો સહિત અમારી ઓફિસે જાણ કરવી. મુદ્દત વિત્યે અમારા અસીલ સદરહુ ઠામોનો દસ્તાવેજ રજિસ્ટર કરાવી લેશે ત્યારબાદ સદરહુ ઠામો કે અમારા અસીલ જવાબદાર રહેશે નહીં. જેની આથી સર્વેએ નોંધ લેવી.

માંડવી-કચ્છ, તા. ૨૭-૦૭-૨૦૧૨

(જી. જી. સમેજા) ખરીદનારના એડવોકેટ

અમારી મારફતે :
મો.નં. ૯૮૨૫૪ ૫૪૫૧૦, ૯૮૭૯૪ ૫૯૭૯૫
**ગુલામહુસેન જી. સમેજા,**
**સુલેમાન એ. રાયમા,**
**અબ્દુલસત્તાર એફ. રાયમા,** એડવોકેટ્સ
એસ. ટી. રોડ, માંડવી-કચ્છ.

## જાહેર નોટિસ

હું નીચે સહી કરનાર પટેલ અબજી અરજણ આથી જાહેર જનતાને આ નોટિસથી જણાવું છું કે, મારો પુત્ર સેંઘાણી મહેન્દ્ર અબજી ઉર્ફે મહેશ રે. મેરાઉ, તા. માંડવી-કચ્છવાળા અમારા કહ્યામાં નથી અને તેઓ છેલ્લા પાંચ વર્ષથી અમારી સાથે રહેતા નથી અને કોઇ વ્યવહાર કરેલ નથી. જેથી તેમની સાથે અમારા નામે કોઇપણ વ્યકિતએ કોઇપણ જાતનો વ્યવહાર કરવો નહીં. જો તેવો વ્યવહાર તેની સાથે કરવામાં આવશે તો તે મને તથા મારા પુત્ર ચંદ્રકાન્ત તથા ગોવિંદ, લક્ષ્મીચંદ તેમજ અમારા કુટુંબની અન્ય કોઇપણ વ્યકિતની જવાબદારી રહેશે નહીં. જેની આથી સૌ લાગતાવળગતાઓએ નોંધ લેવી.

માંડવી-કચ્છ,
તા. ૨૭-૦૭-૨૦૧૨

પટેલ અબજી અરજણ

અમારી મારફતે :
મો.નં. ૯૮૨૫૪ ૫૪૫૧૦, ૯૮૭૯૪ ૫૯૭૯૫
**ગુલામહુસેન જી. સમેજા,**
**સુલેમાન એ. રાયમા,**
**અબ્દુલસત્તાર એફ. રાયમા,** એડવોકેટ્સ
એસ. ટી. રોડ, માંડવી-કચ્છ.

## જાહેર નોટિસ

આથી આ જાહેર નોટિસ આપીને જણાવવાનું કે, અમારા અસીલે **(૧) લતાબેન હસમુખ મોતા (૨) કુ. કાયના હસમુખ મોતા** રહેવાસી બંને ૧૬/સી, મહાવીર જ્યોત, વલ્લભબાગ લેન, ઘાટકોપર (વેસ્ટ) મુંબઇ **(૩) સીમાબેન ધર્મેન્દ્ર જેસર** રહેવાસી જૂની પોસ્ટ ઓફિસવાળી ડેલી, બંદર રોડ, મુંદરા-કચ્છવાળા પાસેથી તેમની માલિકી, કબજા, ભોગવટા અને ઘરખેડ હેઠળના બે ખેતરો મુંદરા તાલુકાના ગામ વડાલાની સીમમાં આવેલ છે. જેના અનુક્રમે સર્વે નં. ૪૧૨/૧/પૈકી ૧, જમીન હેકટર ૪-૧૬-૮૩ તથા સર્વે નં. ૪૧૨/૨, જમીન હેકટર ૧-૨૨-૪૨ આરેવાળા અઘાટ હક્કે વેચાણ લેવા સોદો કરેલ છે, જેથી સદરહુ જમીનમાં કોઇપણ વ્યક્તિનો હક્ક, હિસ્સો, હિત-સંબંધ, લિયન, ચાર્જ, બોજો, ગીરો કે બક્ષિસ કે સુખાધિકાર હોય તો તેમણે આ નોટિસ પ્રસિદ્ધ થયેથી દિવસ-૭ની અંદર અમારી ઓફિસે લેખિત આધાર પુરાવા સહિત રજૂ કરવા, નહીં તો મુદ્દત વિત્યે કોઇપણ વ્યક્તિના વર-વાંધા કે તકરાર નથી અગર હોય તો સ્વેચ્છાએ જતા કરેલ છે. એમ માનીને અમારા અસીલે ઉપરોક્ત બંને સર્વે નંબરોની જમીનોના પાકો અઘાટ વેચાણનો રજિ. દસ્તાવેજ તેમની તરફેણનો કરાવી લેશે. ત્યારબાદ ઉક્ત જમીન કે અમારા અસીલની કોઇપણ જાતની જવાબદારી રહેશે નહીં, જેની આથી સર્વે નોંધ લેવા વિનંતી.

તા. ૨૭/૭/૨૦૧૨
મુંદરા-કચ્છ.

વી.આર. ગઢવી, તે ખરીદનારના એડવોકેટ

અમારી મારફતે : **વિશ્રામ રાજદે ગઢવી,** એડવોકેટ & નોટરી,
**સામરા પી. બાટી, ભાવના કે. બારોટ,** એડવોકેટ્સ,
મુંદરા-કચ્છ, ફોન નં. (ઓ) ૨૨૩૫૩૬ (રે.) ૨૨૨૬૪૬

## જાહેર નોટિસ

આથી આ જાહેર નોટિસથી જણાવવાનું કે, મુંદરા તાલુકાના ગામશ્રી પ્રાગપર-૧ની સીમમાં આવેલ જૂની શરતનું ઠામ-૧, જેના **રે. સર્વે નં. ૯૪** નામે "વાડી ટુબરો" તેના હેકટર ૦-૯૧-૦૫ આરે પ્રતિઆરે તેના એકર ૨.૧૦ ગુંઠા આરે, તેનો આકાર રૂા. ૩.૪૪ પૈસાવાળો ઠામ **(૧) હીરબાઇ વીરજી શાહ (સંગોઇ) અને (૨) ચંચળબેન વીરજી શાહ W/O ઠાકરશી ખીમસિયા,** રહે. બંને મૂળ ગામ પ્રાગપર-૧, તા. મુંદરા-કચ્છ, હાલે મુંબઇવાળા પાસેથી અમારા અસીલે સદર ઠામ અઘાટ હક્કે વેચાણ લેવા સોદો કરેલ છે, જેથી સદર ઠામમાં કોઇપણ વ્યક્તિનો કે સરકારી, અર્ધસરકારી સંસ્થાનો કે અન્ય કોઇપણ સંસ્થાનો કોઇપણ જાતનો લેણું-લેખું, હક્ક-હિસ્સો, હિત-સંબંધ, લિયન, ભાર-બોજો, ગીરો કે વારસાઇ હક્ક કે અન્ય કોઇપણ જાતના હક્કો કે અધિકારો રહેલા હોય તો આ નોટિસ પ્રસિદ્ધ થયેથી દિવસ-૮ (આઠ)ની અંદર નીચે મુજબના સરનામે લેખિત આધારો સાથે ખરાઇ કરાવી જવી. અન્યથા મુદ્દત વિત્યે અમારા અસીલ સદર ઠામનો ટાઇટલ કલીયર છે, તેમ સમજીને અમારા અસીલ સદર ઠામનો રજિ. દસ્તાવેજ કરાવી લેશે. ત્યારબાદ આવેલ વાંધા કે તકરાર પ્રત્યે સદર ઠામની કે અમારા અસીલની કોઇ જવાબદારી રહેશે નહીં, જેની સર્વે લાગતાવળગતાઓએ નોંધ લેવી.

સ્થળ : મુંદરા-કચ્છ.
તા. ૨૭/૦૭/૨૦૧૨

લખમણ ડી. બારોટ (મો. ૯૮૨૫૭ ૫૨૩૫૯) તે ખરીદનારના એડવોકેટ

અમારી મારફતે :
**લખમણ ડી. બારોટ,**
**વિજયસિંહ એ. જાડેજા,**
**પ્રદીપસિંહ પી. જાડેજા** (એડવોકેટ્સ)
૫/૬, બીજા માળે, આદર્શ ટાવર, મુંદરા-કચ્છ.

realpatidar.com

## તસવીરે બયાં



મોટા કપાયા ઉમા પાર્ક મધ્યે વૃક્ષારોપણનો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. પાટીદાર સમાજ મુંદરાના પ્રમુખ રેવાલાલભાઇ પાટીદાર, સરપંચ ધનજીભાઇ ઘેડા, અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવા સંઘના મહામંત્રી જયંતીભાઇ પારસિયા સહિતના અગ્રણીઓ ઉપસ્થિત રહ્યા હતા. ૧૦૦૦૦ વૃક્ષો વાવવાના સંકલ્પ સાથે ચાલુ વર્ષે ૧૨૦૦ વૃક્ષોનું વાવેતર કરવામાં આવ્યું હતું. ચંદુભાઇ માકાણી, મનસુખભાઇ પોકાર, ઇશ્વરભાઇ વાસાણી, હસમુખભાઇ છાભૈયા, ડો. લાલાણી સહિતના પાટીદાર આગેવાનો આ કાર્યક્રમમાં જોડાયા હતા.



શેઠ જે.પી. એન્ડ એલ.એસ. હાઇસ્કૂલ કેરામાં બેન્ક ઓફ બરોડા કેરા શાખા દ્વારા મેનેજર અજિત કોડરાણીના અધ્યક્ષસ્થાને સુલેખન સ્પર્ધાનું આયોજન કરવામાં આવ્યું હતું. આચાર્ય પી.એચ. કાલરિયાએ મહેમાનોનું સ્વાગત કર્યું હતું. મેનેજર શ્રી કોડરાણીએ વિદ્યાર્થીઓને પૈસાની બચતનું મહત્ત્વ સમજાવી જુદી જુદી સ્પર્ધાઓમાં લાભ લેવાનું જણાવ્યું હતું. પ્રથમ સોની જીનલ, દ્વિતીય ગોસ્વામી દુલારી, તૃતીય ખોજા દિલસાદ આવતાં બેન્ક તરફથી મેડલ અને તમામ સ્પર્ધકોને ઇનામ અપાયા હતા. આયોજન આર.બી. મેઘનાથી, દિનેશ રાજ મોહનલાલ અને પ્રકાશ રાઠોડે વ્યવસ્થા સંભાળી હતી.



**લાયન્સ કલબ વિલેપાર્લે (વેસ્ટ) દ્વારા નિઃશુલ્ક આરોગ્ય શિબિર :** લક્ષ્મીબેન શેઠિયા મેડિકલ સેન્ટર તથા ઇન્ડિયન કેન્સર સોસાયટીના સહયોગથી સાંતાક્રૂઝ ખાતે યોજેલા કેમ્પમાં ૧૦૦ જણની કેન્સર ચેકિંગ ઉપરાંત બ્લડ ચેકિંગ, આંખની તપાસ કરાઇ હતી. ફિઝિયોથેરાપિસ્ટ તેમજ કચ્છી સમાજના ડાયેટિશિયન ડો. ફોરમ શાહે સેવા આપી હતી તેવું કન્વીનર લલિત છેડાએ જણાવ્યું હતું. સાધ્વી રત્નરેખાશ્રીજી મ.સા. આદિ ઠાણા તેમજ કોડાયના મુનિ વિદ્યાચંદ્ર વિજયજી મ.સા. ખાસ હાજર રહ્યા હતા.



અબડાસાના ડુમરા ગામે કોઠારા જિ.પં. બેઠક પરના ગામોનો ધારાસભ્ય જેન્તીભાઇ ભાનુશાલીનો લોકસંપર્ક કાર્યક્રમ યોજાયો હતો. જિ.પં.ના સદસ્ય અને આરોગ્ય સમિતિના ચેરમેન જયંતીભાઇ ઠક્કર, ડુમરા તા.પં. સદસ્ય કાનજીભાઇ ગઢવી, તા.પં. સા. ન્યાય સમિતિના ધનજીભાઇ હેંગણા, ડુમરા સરપંચ ખમુભાઇ કટુઆ, તાલુકા ભાજપ મહામંત્રી પરેશ ભાનુશાલી, યુવા ભાજપ પ્રમુખ જયદીપસિંહ જાડેજા વગેરે ઉપસ્થિત રહ્યા હતા. (તસવીર : મનોજ સોની)



ભુજના રોયલ ફાઉન્ડેશન ટ્રસ્ટ દ્વારા સર્કિટ હાઉસ રાજ્યપાલ કમલાજી બેનિવાલની શુભેચ્છા મુલાકાત લઇ અને કચ્છના વણઉકેલા પ્રશ્નોની રજૂઆત થઇ હતી. સંસ્થાના પ્રમુખ અનવરભાઇ નોડેએ રાજ્યપાલનું સન્માન કર્યું હતું. શંકરભાઇ સચદે, અમીરઅલીભાઇ લોઢિયા, ચેતન શાહ, ચંદ્રકાંત તિલકે વિવિધ બાબતોની રજૂઆત કરી હતી.



લખપત તાલુકાના વર્માનગર ખાતે રાજપૂત (ક્ષત્રિય) સમાજ દ્વારા સમાજના તેજસ્વી વિદ્યાર્થીઓને સન્માનવાનો કાર્યક્રમ યોજાયો હતો. આ પ્રસંગે મહંત માયાગિરિબાપુ, પ્રમુખ પી.ટી. રાણા, ઉપપ્રમુખ મખુભા જાલા સહિતના અગ્રણીઓના હસ્તે બાળકોનું સન્માન કરાયું હતું.

# વરસાદ ખેંચાયો છે ત્યારે ખેડૂતોની મુશ્કેલી દૂર કરવા ઊઠેલી માગણી

**પ્રદેશ કિશાન સંઘે મંત્રી કક્ષાએ કરીલી રજુઆત**

ગાંધીનગર, તા. ૨૭ : સમગ્ર ગુજરાતમાં વરસાદ ખેંચાયો છે ત્યારે સૌથી વધુ પરેશાની ખેડૂતોની છે, આવા સંજોગોમાં કિસાનોના પ્રશ્નોના ઉકેલ માટે ગુજરાત પ્રદેશ કિસાન સંઘે સરકાર સમક્ષ માગણી કરી છે.

સંઘના પ્રદેશ પ્રમુખ મગનભાઇ પટેલે મુખ્યમંત્રી- કૃષિમંત્રી સમક્ષ કરેલી માગણી અંગે એક યાદીમાં જણાવ્યું હતું કે, સરકારોની ખેડૂત વિરોધી નીતિઓના કારણે ખેતી કરવા માટે જરૂરી ઇનપુટ જેવા કે રાસાયણિક ખાતર, દવા, બિયારણ, ડીઝલ તમામ યાંત્રિક સાધનો, મજૂર, પી.વી.સી. પાઇપો વિગેરેમાં છેલ્લા વર્ષમાં અનેકગણો ભાવવધારો થયો છે, તેના સામે ખેતપેદાશમાં તેની પડતર કિંમત કરતાં પણ ઓછા ભાવે વેચવાનો વારો ખેડૂતને આવે છે, જેથી ખેડૂત ખોટ કરી દેવાદાર બનતો જાય છે અને બીજીબાજુ કુદરતી આફતોનો ભોગ બને છે.

ચાલુ વર્ષે નહિવત, ઓછા અને અનિયમિત વરસાદના કારણે રાજ્યમાં ખેડૂતોની ગંભીર સમસ્યાઓ ઊભી થઇ છે, તો તાત્કાલિક અસરથી માગણીઓ પ્રત્યે ઘટતું કરી ખેડૂતોને રાહત આપવી જોઇએ. જે ખેડૂતોએ વાવેતર કરી દીધેલ હોય અને વરસાદ ન આવવાથી ખેડૂતોનો પાક સૂકાઇ ગયો હોવાથી કૃષિ વીમાનો લાભ તાત્કાલિક સર્વે કરી આપવો જોઇએ. સિંચાઇની વ્યવસ્થા માટે તમામ નાની-મોટી કેનાલો દ્વારા પાણી આપવા વીજ કનેક્શનો યુદ્ધના ધોરણે આપવા તથા નવીન વીજ કનેક્શનની અરજીઓ લેવાની ચાલુ કરવી, ડાર્ક ઝોનમાં જે ખેડૂતોએ વીજ કનેક્શન માગણી કરી છે તેઓને સત્વરે વીજ જોડાણ આપી દેવા અનુરોધ કર્યો હતો.

ખેડૂતોના પશુઓ માટે ઘાસચારાની સગવડ કરવા પાક ધિરાણમાં વ્યાજ માફ કરવું અને નવીન ધિરાણની વ્યવસ્થા કરવી, ડ્રીપ ઇરિગેશનમાં સબસિડીમાં વધારો કરવો સહિતની માગણીઓ કરી હતી.



ભુજના ઇન્દ્રાબાઇ પાર્કની બહારે લારીગલ્લાના દબાણ અને અંદર ખાનગી ભાડૂતી વાહનોના અડ્ડાની ઉઠેલી ફરિયાદના પગલે શુક્રવારે નગરપાલિકાએ પોલીસને હાજર રાખીને જે.સી.બી.ની મદદથી ફૂટપાથ સાફ કરાવી હતી. બીજીતરફ તૂટેલી બાઉન્ડ્રીનું ચણતર શરૂ કરાયું હતું તે ઉપરોક્ત દ્રશ્યમાં દેખાય છે (તસવીર : વિપુલ સોલંકી)



રણુજાની યાત્રા કરનારા યાત્રિકો ચંદિયા પરત પહોંચતાં ગ્રામજનો વતીથી ગામના મંદિરે ધજા ચડાવતા સરપંચ સવિતાબેન વ્યાસ વગેરે

# રણુજામાં રામદેવપીરની યાત્રા બાદ ચંદિયા ગામના લોકોએ એક થઇને ધજા ચડાવી

કોટડા (ચ) તા. ૨૭ : ચંદિયા (તા. અંજાર) ગામના લોકોનો એકસંઘ રણુજાના રામદેવપીરની રાજસ્થાન યાત્રા કરીને પરત આવતા ગામના સીમાડે આવેલા રામદેવપીરના મંદિરે હિન્દુ મુસ્લિમો ભેગા મળી ધુવાબંધ પ્રસાદ લીધો હતો. ગામમાંથી સોરઠિયા ચુનીલાલ ભીખા, તેજા કાંતિલાલ, આહીર સામજી જખુ અને વ્યાસ યોગેશ મૂળશંકરની આગેવાનીથી ગામના ચોકમાંથી વાજતે ગાજતે મંદિરે ધજા ચડાવવા તમામ વર્ગના લોકો શોભાયાત્રામાં જોડાયા હતા.

માજી સરપંચ સવિતાબેન મૂળશંકર વ્યાસ તેમજ વીરુભાઇ મિસ્ત્રી, વનિતાબેન, કુન્દનબેન તેમજ પ્રસન્નાબા ગોહિલ, સતુભા ગોહિલ, રામદેવપીર મદિરના અધ્યક્ષ યોગી બટુકનાથબાપુની હાજરીમાં મંદિરે લીલીધજા ચડાવી ધુવાબંધ પ્રસાદ લીધો હતો પ્રવીણગર ગુંસાઇ, મુસ્લિમ અગ્રણી હુસેન અલીમામદ, મહેશ્વરી ભીમા સવા, શિવજી વેલજી વગેરેનો સહયોગ રહ્યો હતો.

# નખત્રાણામાં ૧૦ લાખના વિકાસકામો મંજૂર

**ગ્રા.પં. સામાન્ય સભા મળી : તાલુકા પંચાયત કચેરીમાં ત્રણ દિવસીય શિબિરનું આયોજન**

નખત્રાણા, તા. ૨૭ : અહીં જૂથ ગ્રામ પંચાયત સામાન્ય સભા ગ્રામ પંચાયત કચેરીમાં મળી હતી. જેમાં ગ્રામ પંચાયતનાં સભ્યોએ હાજર રહી વિકાસના કામોની ચર્ચામાં ભાગ લીધો હતો.

સરપંચ ડાયાભાઇ સેંઘાણીએ અધ્યક્ષસ્થાનેથી જણાવ્યું હતું કે વથાણ ચોકમાં જે રોટરી કલબ દ્વારા મુતરડી-શૌચાલયની કામગીરી અધૂરી છે તે પૂરી કરવામાં નહિ આવે તો ૧૫ દિવસમાં ગ્રા.પં. તેનો કબજો સંભાળી લેશે. તેમજ નગરની સફાઇ બાબતે કોન્ટ્રાક્ટર પદ્ધતિએ સફાઇની કામગીરી સોંપવાનો નિર્ણય કરાયો હતો. ઉપરાંત તાલુકા પંચાયત દ્વારા વિકાસકામો મંજૂર કરાયા છે તેમાં કુમાર છાત્રાલય માટે રૂા. ૫૦ હજાર, શક્તિનગરની ગટરલાઇન માટે રૂા. ૭૦ હજાર, નખત્રાણામાં સ્મશાનગૃહની દીવાલ માટે રૂા. ૨ લાખ, મફતનગર સ્મશાન કમ્પાઉન્ડ હોલ માટે રૂા. ૧ લાખ, જૂના પોલીસ સ્ટેશનથી પંચમુખા હનુમાન સુધી સી.સી. રોડ માટે રૂા. દોઢ લાખ, બેરૂની પાઇપ લાઇન માટે ૧.૩૯ હજાર, નાના નખત્રાણા રબારી વાસ ગટરલાઇન રૂા. ૨ લાખ સહિત તા.પં.દ્વારા સાત કામો માટે ૧૦ લાખ રૂા. મંજૂર થયેલા છે અને તે ગ્રામ પંચાયતની દેખરેખ હેઠળ થશે. તેમજ નખત્રાણા પાણીનો બોર, નવાનગરમાં પાણીનો બોર તૈયાર થઇ ગયા છે. નાના નખત્રાણા, ગણેશનગર, સુરલભિટ્ટ અને નવાવાસ વિસ્તારમાં કુલ ૪ બોરો માટે મંજૂરી મંગાઇ છે. ઉપરાંત ૩૦,૩૧ અને ૧ ઓગસ્ટ એમ ૩ દિવસ તાલુકા પંચાયત કચેરીમાં ગ્રા.પં. ના સદસ્યો, સરપંચોની શિબિર યોજાશે. એસ.ટી.વર્કશોપથી આશાપુરા મંદિર સુધીનાં માર્ગો ઉપર રોડલાઇટ તેમજ રામનગરીમાં પીવાના પાણીની પરબ શરૂ કરવા અને રઝડતા-રખડતા ઢોરો પકડવાની ઝુંબેશ હાથ ધરાશે.

મણિનગર પાણી સમિતિ જે પાણીની વ્યવસ્થા સંભાળી હતી તે ઠરાવ દ્વારા ગ્રામ પંચાયતને પાણીની વ્યવસ્થા સોંપવા માટેની ચર્ચા- વિચારણા થતાં મણિનગર સમિતિ પાસે હિસાબ તેમજ જોડાણોની માહિતી મેળવ્યા બાદ સમિતિ પાસેથી તે વ્યવસ્થા સંભાળવી અને ગ્રા.પં.ના સદસ્યો મુસાભાઇએ ઉગ્ર રજૂઆતો કરી કહ્યું કે, રબારીના મકાન ગ્રા. પં.ના દફતરે નોંધાયેલા છે કે કેમ તેમજ તલાટી વિરુદ્ધ કાર્યવાહી બાબતે રજૂઆતો કરી હતી.

આ બેઠકમાં ઉપસરપંચ ચંદનસિંહ રાઠોડ, જેન્તીલાલ વી. દવે, જયેશભાઇ સોની, મેઘા વંકા રબારી, બાબુભાઇ હરિજન, જીતુભા જાડેજા, મેબ્રીન સોની, પરેશ વૈશ્નવ વગેરે મોટી સંખ્યામાં સદસ્યો ઉપસ્થિત રહ્યા હતા.

# પિયોણીમાં નીલકંઠ સરોવરની તકતીનું અનાવરણ

**બ્રહ્મલીન મહંતની પ્રેરણાથી ભાવિકોના સહયોગે ૫.૫૦ લાખના ખર્ચે સરોવરનું નિર્માણ કરાયું**

નખત્રાણા, તા. ૨૭ : અહીંથી ૧૫ કિ.મી.ના અંતરે આવેલા વિખ્યાત નીલકંઠ આનંદ આશ્રમ પિયોણી ખાતે બ્રહ્મલીન પ. પૂ. ગંગાગિરિજી ગુરુ રામગિરિજીની પ્રેરણાથી તેમજ ભાવિકોના સહયોગથી રૂા. સાડા પાંચ લાખના ખર્ચે નિર્માણ પામેલા નીલકંઠ સરોવરની તકતીનું અનાવરણ મંદિરના વયોવૃદ્ધ મહંત અમરગિરિજીના હસ્તે કરાયું હતું.

પિયોણીમાં નીલકંઠ આનંદ આશ્રમ ખાતે બ્રહ્મલીન ગંગાગિરિજીની પ્રેરણાથી નિર્માણ પામેલા શ્રી નીલકંઠ સરોવર તેમજ ઘાટની તકતીનું શાસ્ત્રોક્તવિધિ સાથે અનાવરણ કરતાં અમરગિરિજી, ધારાસભ્ય જયંતીભાઇ ભાનુશાલી, અગ્રણી નવીનભાઇ આઇયા સહિત મહાનુભાવો. (તસવીર : નીતિન આઠું)

મંદિર પૂર્વે બાજુએ નદીના કાંઠે બંધ બાંધી-બાંધવામાં આવેલા આ સરોવરમાં પાણી ભરાતાં જ પિયોણી મંદિરનું આખું સંકુલ અતિ રમણીય લાગશે. સાડાચાર હજાર ઘન મીટર માટી ખોદી આ સરોવરના કાંઠે સાધુ-સંતો માટે લોખંડના કઠોળા સહિત ઘાટ બનાવવામાં આવ્યો છે તો સહેલાણીઓ માટે બગીચો બનતાં હરવા-ફરવા માટે નયનરમ્ય સ્થળ બની રહેશે.

અત્રે એ ઉલ્લેખનીય છે કે નીલકંઠ આનંદ આશ્રમની કાયાકલ્પનું કામ છેલ્લા એક વર્ષથી ભાવિકોના સહયોગથી અંદાજે ૪૫ લાખના ખર્ચે સંપન્ન થતાં પિયોણી મહાદેવ મંદિર આશ્રમમાં ૧૨ જેટલા સીસી કેમેરા લગાવવામાં આવ્યા છે. ઉપરાંત ઇનવેટરની સુવિધા પણ ઉપલબ્ધ કરાવાઇ છે.સરોવરની તકતીના અનાવરણ પ્રસંગે અબડાસાના ધારાસભ્ય જયંતીભાઇ ભાનુશાલી, અગ્રણી નવીનભાઇ આઇયા, જિ. પંચાયત બાંધકામ સમિતિના ચેરમેન પ્રદ્યુમનસિંહ જાડેજા, લાલજીભાઇ રામાણી, સરપંચ ડાયાલાલ સેંઘાણી, ચંદનસિંહ રાઠોડ સહિત આસપાસના ગ્રામજનો ઉપસ્થિત રહ્યા હતા.

મંદિરના નવનિર્માણના કાર્યમાં રાજેશભાઇ આઇયા, દિનેશભાઇ ધોળુ, રાજેશભાઇ ચંદન, રામપર રોહાના ઉપસરપંચ ઇશ્વરલાલ મનજી પટેલ, શિવજીભાઇ કાનજી, જયંતીલાલ મનજી, પ્રભાતસિંહ જાડેજા, સુરેશભાઇ લુહાર વગેરે સહયોગી બની રહ્યા છે.

# ગાંધીધામમાં સપ્ટેમ્બરમાં યોજાનારી મોરારિ બાપુની કથાનું આયોજન ઘડાયું

**આયોજક સંસ્થા અને સીતારામ પરિવારના મોવડીઓની બેઠક મળી**

ગાંધીધામ, તા. ૨૭ : સુઝાન લાઇફ સાયન્સ એન્ડ એજ્યુકેશનલ ફાઉન્ડેશન દ્વારા આગામી તા. ૮-૯થી ૧૬-૯ સુધી યોજાનારી મોરારિ બાપુની રામકથાના આયોજન સંદર્ભે તાજેતરમાં બેઠક યોજાઇ હતી. જેમાં સમગ્ર આયોજનને પાર પાડવા ચર્ચા વિચારણા કરાઇ હતી.

સીતારામ પરિવારના અગ્રણી મોહન ધારશી ઠક્કરે કથા અંગે વિસ્તૃત માહિતી આપી હતી અને તમામ સભ્યો યજમાન પરિવારને સાથ સહકાર આપવા અપીલ કરી રામકથાને ઐતિહાસિક કથા બનાવવા આહ્વાન કર્યું હતું. સથવારા સમાજના એચ. કે. રાઠોડે કથા દરમ્યાન રસોડાના સ્વયંસેવકો તથા લોકોના ભોજન માટે સમાજના તમામ કાર્યકરો ઉપસ્થિત રહેશે તેવી ખાત્રી આપી હતી. વિવિધ સમિતિઓની પણ રચના કરવામાં આવી હતી અને સૌ કોઇને જવાબદારી સોંપવામાં આવી હતી.

મુખ્ય યજમાન તુલસીબેન સુઝાને રામ કથાના યજ્ઞમાં શહેરની અન્ય સ્વૈચ્છિક સંસ્થાઓ કાર્યકરો જોડાય તેવી લાગણી વ્યકત કરી હતી. ભુરાભાઇ આહીર, સ્નેહીલાલ ગોયલ, જગુભાઇ ઠક્કર, બળવંત ગઢવી, મુસ્લિમ સમાજના હાજી જુમા રાયમા, માનવતા ગ્રુપના પ્રમુખ ગોવિંદ દનીચા, રામકરણ તિવારી, સંજય ગાંધી, વગેરે હાજર રહ્યા હતા.

## સેરવાથી હોડકા અને સરડા માર્ગમાં ગેરરીતિનો આક્ષેપ

ભુજ તા. ૨૭ : અહીંથી સેરવાથી વોડકા રોડ સેરવાથી સરડા માર્ગ અને ભાગડીઆ રસ્તાનામાં સાઇડ મેટલ નાખવા માટે જે કામ જિલ્લા પંચાયત દ્વારા મંજૂર થયેલા તે કામ તકલાદી થઇ રહ્યા હોવાના આક્ષેપ સેરવા ગ્રામ પંચાયતે કર્યો છે.

ઉપસરપંચ જત ગુલામ સગાએ જિ. વિકાસ અધિકારીને લખેલા પત્રમાં જણાવ્યું હતું કે આવા તકલાદી કોન્ટ્રાકટરો સામે કડક કાર્યવાહી કરી અને બીજી કોઇ એજન્સી પાસેની આ માર્ગોનું કામ કરાવામાં આવે અત્યારે જે એજન્સી ભ્રષ્ટાચાર આચરી નબળી ગુણવતાવાળું કામ કરે છે. ગેરરીતિ બદલ કાનૂની પગલાં ભરવા તેમજ જયાં સુધી કામ સારી રીતે પૂરું ન કરે ત્યાં સુધી બિલો ન આપવા ઉપસરપંચે અનુરોધ કર્યો હતો.



ભુજના વાણિયાવાડ વિસ્તારમાં ડોસાભાઇ લાલચંદની પ્રતિમાના મોટા સર્કલના લીધે સર્જાતી ટ્રાફિકની સમસ્યાને લઇને સુધારા-વધારા કરાશે. (તસવીર : વિપુલ સોલંકી)

# ભુજમાં ડોસાભાઇની પ્રતિમા સંકુલમાં સુધરાઇ દ્વારા સુધારા-વધારા થશે

**સર્કલ નાનું બનાવીને લાઇટિંગ કરાશે : પાંચ લાખનું ખર્ચ મંજૂર**

ભુજ, તા. ૨૭ : શહેરના અત્યંત વ્યસ્ત એવા વાણિયાવાડ અને મહેરઅલી ચોક વિસ્તારને સ્વચ્છ સુઘડ બનાવીને સર્કલ નાનું કરવા સહિતના અનેક કામો માટે સુધરાઇએ રૂા. પાંચ લાખની જોગવાઇ કરી છે.

નગરપાલિકાના પ્રમુખ નરેન્દ્રભાઇ ઠક્કર અને કારોબારી ચેરમેન દિલીપભાઇ શાહના જણાવ્યા અનુસાર મુખ્ય બજાર એવા વાણિયાવાડ વિસ્તારમાં આવેલા ડોસાભાઇ લાલચંદની પ્રતિમા સર્કલ જગ્યાના પ્રમાણમાં ઘણું મોટું અને બિનજરૂરી જણાતાં ટ્રાફિકની દ્રષ્ટિએ તેમાં સુધારા-વધારા કરાશે.

આ પ્રતિમા પાસે મિનિ હાઇલેન્સ બનાવી પૂરતી પ્રકાશ વ્યવસ્થા કરાશે, ઇન્ટર લોકિંગ બ્લોક લગાડાશે. વધુમાં આ ચોકમાં એક પણ લારી ગલ્લા કે પાથરણાંના ફેરિયા ઊભા ન રહે તેનું કડકાઇપૂર્વક પાલન કરાવાશે. દરમ્યાન મહેરઅલી ચોકમાં પણ આ પ્રમાણે કામગીરી કરવાની વિચારણા ચાલી રહી છે. ડોસાભાઇની પ્રતિમા આસપાસ સુધરા-વધારા માટે રૂા. પાંચ લાખના ખર્ચનો અંદાજ મુકાયો છે.

# મઢવાળી મા રવરાય વરસાદ દે

**રવેચી માતાની આઠમે પદયાત્રીઓ સહિતના શ્રદ્ધાળુઓના તાંતા લાગ્યા**

રાપર, તા. ૨૭ : અત્યારે તો મૂંગા-અબોલ જીવો લહેર કરતા હોય તેના બદલે સૂકોભઠ વગડો દેખાય છે. પશુપાલકો, ખેડૂતો અને સમગ્ર વાગડના ગામેગામથી આજે વાગડની જગદંબા મા રવેચીના મંદિરે ભકતોના તાંતા લાગ્યા હતા. ગુરુવારની મોડી સાંજથી પદયાત્રીઓ માથું ટેકવવા પહોંચતા હતા, જેમાં મોટાભાગના પદયાત્રીઓના મોઢામાં એક જ શબ્દ રમતો હતો હે મઢવાળી મા રવરાય વરસાદ દે...

એક મણના રૂા. ૫૦૦ સૂકી કડબના ભાવ બોલાવા લાગ્યા છે, ત્યારે સૌની નજર હવે આકાશ ભણી છે.

આજે રવેચીમાના દેવળે રવના બારોટ અરજણભાઇ ખીમાએ સ્વરચિત પદોમાં મા રવેચી પાસે વરસાદની માંગ પોકારી હતી. પોતાના પહાડી અવાજમાં આ ગ્રામીણ ગવૈયો હાર્મોનિયમના સૂર સાથે વગર સાઉન્ડે મા રવેચી પાસે વરસાદની માંગ કરતા પદો ગાઇ રહ્યો હતો.

આજે વાગડ ઉપરાંત કચ્છ-સૌરાષ્ટ્ર-ગુજરાત તમામ સ્થળેથી બહોળી સંખ્યામાં ભાવિકો ઊમટ્યા હતા. ખાસ તો ગ્રામીણ પશુપાલકો તથા ખેતી સાથે જોડાયેલો શ્રમજીવી વર્ગ તો રીતસર મા રવેચી પાસે વરસાદ માટે કાકલૂદી કરતો નજરે પડતો હતો.

મહંત ગંગાગિરિજી મહારાજે કહ્યું હતું કે, દર આઠમ કરતાં આજે વધારે બહોળી સંખ્યામાં માના ભક્તો ઊમટ્યા છે એ સૌની એકમાત્ર માંગ મેઘરાજાની ધમાકેદાર પધરામણી થાય, તળાવો-નદીઓ છલકાઇ જાય. ધરતી પર ચારેબાજુ હરિયાળી છવાઇ જાય તેવી મનોમન ભાવિકો પ્રાર્થના કરતા નજરે પડતા હતા.

## શાકભાજીના ભાવ

**ભુજ માર્કેટયાર્ડ**
(એક કિલોના જથ્થાબંધ ભાવ)

| | |
|---|---|
| રીંગણા | ૧ થી ૨ |
| કોબી | ૮ થી ૧૦ |
| ટમેટા | ૧૬ થી ૧૮ |
| ભીંડા | ૧૦ થી ૧૩ |
| મરચાં | ૫ થી ૧૦ |
| ધાણા | ૩૮ થી ૪૦ |
| કાકડી | ૨ થી ૪ |
| ડુંગળી | ૬ થી ૮ |
| બટાટા | ૧૧ થી ૧૩ |
| પાલક | ૨ થી ૪ |
| ગોવાર | ૧૦ થી ૧૫ |
| લીંબુ | ૧૮ થી ૨૦ |
| ગિસોડી | ૧૦ થી ૧૫ |
| દુધી | ૨ થી ૩ |
| કારેલા | ૧૦ થી ૧૨ |
| આદુ | ૩૮ થી ૪૦ |
| સક્કરિયા | ૧૫ થી ૧૮ |
| ચોળા | ૫ થી ૧૦ |
| ગિલોડા | ૫ થી ૬ |
| મરચાં સિમલા | ૨૦ થી ૨૫ |
| કેળાં કાચા | ૧૦ થી ૧૩ |
| કેળાં પાકા | ૧૮ થી ૨૦ |
| ચીકુ | ૧૦ થી ૧૫ |
| પપૈયા કાચા | ૫ થી ૬ |
| પપૈયા પાકા | ૧૦ થી ૧૫ |
| લસણ | ૧૫ થી ૨૫ |

**અંજાર માર્કેટયાર્ડ**
(એક કિલોના જથ્થાબંધ ભાવ)

| | |
|---|---|
| રીંગણા | ૨ થી ૪ |
| ફ્લાવર | ૧૪ થી ૧૫ |
| કોબી | ૭ થી ૮ |
| ટમેટા | ૨૦ થી ૨૨ |
| ધાણા | ૨૫ થી ૩૦ |
| ભીંડા | ૧૦ થી ૧૨ |
| મરચાં | ૧૨ થી ૧૫ |
| કાકડી | ૪ થી ૫ |
| ડુંગળી | ૭ થી ૮ |
| બટાટા | ૧૪ થી ૧૫ |
| પાલક | ૬ થી ૭ |
| ગોવાર | ૭ થી ૧૦ |
| આદુ | ૩૫ થી ૩૭ |
| ચોળા | ૧૫ થી ૨૦ |
| પપૈયા | ૮ થી ૧૦ |
| લીંબુ | ૨૦ થી ૩૦ |
| ગિસોડી | ૧૫ થી ૨૦ |
| ચીકુ | ૧૫ થી ૨૦ |
| ગાજર | ૨૨ થી ૨૫ |
| ગિલોડા | ૭ થી ૮ |
| મૂળા | ૧૦ થી ૧૨ |
| સકરિયા | ૧૫ થી ૨૫ |
| કારેલા | ૮ થી ૧૨ |
| દુધી | ૩ થી ૪ |
| દાડમ | ૩૦ થી ૪૦ |
| ખારેક | ૫ થી ૩૦ |

realpatidar.com

# સીંગતેલ-કપાસિયાતેલમાં ચાલુ રહેલી તેજી

ભુજ, તા. ૨૭ : મહિનાના આખરના દિવસોને કારણે બજારમાં ઘરાકીનો અભાવ રહ્યો હોવા છતાં ખાદ્યતેલો સહિત અન્ય ચીજવસ્તુઓના ભાવ ઘટવાના નામ લેતા નથી. મગફળીના વધતા ભાવ સામે આવકો તળિયે થઇ ગઇ હોવાથી સીંગતેલ પિલાણ ઓછું થઇ ગયું છે. જેથી સીંગતેલના ભાવમાં તેજી ચાલુ રહી આજે વધુ રૂા. ૧૫નો વધારો થયો હતો. સીંગતેલ પાછળ કપાસિયાતેલના ભાવમાં સુધારો હતો. મલેશિયા પામ વાયદો અથડાતો રહી આજે વધ્યો હતો.

સ્થાનિક ખાદ્યતેલ બજારમાં ધીમો પણ મક્કમ સુધારો ચાલુ રહી વેટ સહિત સીંગતેલ પંદર ક્લટરના રૂા. ૧૯૭૦/૧૯૮૦ અને પંદર કિલોના રૂા. ૨૦૮૦/૨૧૫૦ સુધી હતા. કપાસિયા તેલ વધીને પંદર લિટરના રૂા. ૧૨૩૦/૧૨૩૫ અને પંદર કિલોના રૂા. ૧૨૪૦/૧૩૩૦ થયા હતા. જ્યારે સોયાબીન તેલ રૂા. ૧૩૦૦/૧૩૨૦ અને પામોલીન તેલ રૂા. ૧૦૨૫/૧૦૩૦ના મથાળે સ્થિર હતા. ધોરાજી-ઉપલેટા લાઇન તેલિયા વધીને રૂા. ૧૯૧૭/૧૯૧૮ અને લૂઝતેલના રૂા. ૧૨૫૦/૧૨૫૫ થયા હતા. કામકાજ દસેક ટેન્કરના હતા. કપાસિયા વોસ વધીને રૂા. ૭૩૦/૭૩૩ થયો હતો. કામકાજ ત્રીસ ટેન્કરના હતા. મલેશિયા પામ વાયદો ૪૫ રિંગિટ વધ્યો હતો. કંડલા ખાતે હાજર પામોલીનના રૂા. ૬૦૯/૬૧૦ અને સોયાબીન તેલના રૂા. ૭૩૭/૭૩૮ ભાવ હતા. ઇન્દોર સોયા વાયદો રૂા. ૭૮૮.૮૦ થયો હતો.

### ખાંડમાં પ્રત્યાઘાતી ઘટાડો : એરંડા વધુ મજબૂત

**મગફળી**

મગફળી અને દાણાના ભાવ ઊંચા મથાળે ટકેલા હતા. વધતા ભાવે લેવાલી મર્યાદિત હતી. મગફળીના રૂા. ૨૩૫૧/૨૩૭૧ના મથાળે સ્થિર હતા. જ્યારે દાણામાં નિકાસકારોની લેવાલી ઓછી રહી ૮૦/૯૦ના રૂા. ૮૦ હજાર અને ૫૦/૬૦ના રૂા. ૮૫ હજાર હતા. સૌરાષ્ટ્રમાં પાંચથી છ હજાર ગૂણીની આવક હતી. રાજકોટ યાર્ડમાં ૮૪૦ ક્વિન્ટલની આવકે ઝીણીના રૂા. ૯૩૦/૧૧૩૫ જાડીના રૂા. ૯૦૨/૧૧૭૦ ગોંડલ યાર્ડમાં ૨૫૫૪ ગૂણીની આવકે ઝીણીના રૂા. ૭૫૦/૧૧૨૧ અને જાડીના રૂા. ૭૮૦/૧૧૨૬ સુધી હતા.

**એરંડા**

કૃષિચીજોના વાયદા ઉપર પ્રતિબંધ મૂકવામાં આવે તેવી માન્યતા પાછળ એરંડા વાયદામાં ઊંચા મથાળે અફરાતફરીનો માહોલ રહી વાયદો રૂા. ૪૪૧૮ની સપાટીએ પહોંચ્યા બાદ વેચવાલીના મારા પાછળ દબાયો હતો. પણ ગઇકાલના બંધથી રૂા. ૯૪ વધીને બંધ થયો હતો. હાજર એરંડાની આવકો વધી હોવા છતાં વાયદા પાછળ ભાવ વધતા રહી પીઠામાં મજબૂતાઇ જળવાયેલી હતી. શિપર્સોનો એનસીડીએક્સ ઉપર મોટું લેણ હોવાનું ચર્ચાઇ રહ્યું છે.

ગુજરાતમાં હાજર એરંડાની ૭૫/૮૦ હજાર ગૂણીની આવકે રૂા. ૭૬૫/૭૮૫ અને સૌરાષ્ટ્રમાં સાત હજાર ગૂણીની આવકે રૂા. ૭૪૦/૭૮૪ સુધી થયા હતા. ગાંધીધામ ખાતે રૂા. ૭૮૫/૮૦૯ સુધી ભાવ હતા. મુંદરાના રૂા. ૮૦૯ના મથાળે સાઇઠ ગાડીના વેપાર હતા. રાજકોટ સપ્ટે. રૂા. ૪૨૯૮ ખુલ્લી વધી રૂા. ૪૪૧૮ ઘટી રૂા. ૪૨૯૩ થઇ બંધ રૂા. ૪૩૯૪ થયો હતો. હાજરના રૂા. ૩૮૯૨ અને દિવેલના રૂા. ૮૦૫ ભાવ હતા.

**ખાંડ**

સ્થાનિક ખાંડ બજારમાં ખાંડની બે ગાડીની આવક હતી. ઊંચા મથાળે લેવાલી ઓછી હોવાથી મથકોના અહેવાલો ઢીલા હતા, જેથી અહીંની બજારમાં માત્ર રૂા. ૨૦ ઘટીને ખાંડ એસના રૂા. ૩૫૩૦/૩૫૬૦ અને એમના રૂા. ૩૫૮૦/૩૬૧૦ સુધી ભાવ થયા હતા. ગુજરાત મિલોના ખાંડ એમના રૂા. ૩૪૮૦/૩૫૧૦ના મથાળે દસેક હજાર ગૂણીના વેપાર હતા. જ્યારે હાજર ડી.ઓ.ના ભાવ નીચા રહી એમના રૂા. ૩૪૬૦/૩૪૮૫ અને એસના રૂા. ૩૪૩૦/૩૪૪૫ સુધી હતા. મહારાષ્ટ્રમાં પાંચ મિલોના ચાલીસ હજાર ગૂણીના ટેન્ડર હતા. ભાવની ધારણા ખાંડ એસના રૂા. ૩૩૫૦/૩૪૦૦ અને એમના રૂા. ૩૪૪૦/૩૪૮૦ સુધી હતા.

**સોના-ચાંદી**

સોના-ચાંદી બજારમાં છેલ્લા બે દિવસથી યુરો ડોલર સામે મજબૂત થઇ રહ્યો હોવાથી તેના પગલે ભાવ વધતા રહી વૈશ્વિક બજારમાં સોનાના ૧૬૨૧ પ્રતિ ઔંસ ડોલર અને ચાંદીના ૨૭.૫૫ ડોલરના ભાવ હતા. પણ રૂપિયો ડોલર સામે વીસ પૈસા મજબૂત હતો, જેથી અહીંની બજારમાં ચાંદીમાં રૂા. ૫૦ વધી રૂા. ૫૨૬૫૦/૫૨૭૦૦ દસ ગ્રામ સોનામાં રૂા. ૫૦ વધી રૂા. ૩૦૨૩૦/૩૦૨૫૦ અને સો ગ્રામ બિસ્કિટમાં રૂા. ૫૦૦નો વધારો થઇ રૂા. ૩૦૩૫૦૦ થયા હતા.

# શેરબજારમાં પ્રારંભનો સુધારો ધોવાયો

મુંબઈ, તા. ૨૭ (વ્યાપાર ટીમ) : એસબીઆઈ સહિત તમામ પીએસયુ બેંકના જૂન ત્રિમાસિક ગાળાનાં પરિણામ રોકાણકારોને પ્રોત્સાહિત કરવા નિષ્ફળ જવાની સાથે બેંક શેરો પટકાતાં મુંબઈ શેરબજાર પરનો પ્રારંભિક મોટા ભાગનો સુધારો ધોવાઈ ગયો હતો અને સેન્સેક્સ ઓગસ્ટ સિરિઝના પ્રથમ સત્રના અંતે માત્ર ૧૯૯ પોઇન્ટ સુધરીને તો નિફ્ટી ૫૭ પોઇન્ટ સુધરીને બંધ આવ્યો હતો.

તેમ છતાં ટોચની ખાનગી ક્ષેત્રની બેંક આઇસીઆઇસીઆઇના પરિણામ અપેક્ષા કરતાં ઘણા સારા આવવાની સાથે બજારમાંના સેન્ટીમેન્ટને વેગ મળ્યો હતો. બેંક શેરના ભાવ ૩ ટકા જેટલા વધીને રૂ. ૯૨૮.૨૦ પર બંધ આવ્યા હતા.

યુરોને બચાવવા જરૂરી પગલાં ભરવાની ઇસીબીના વડાની ખાતરી બાદ વૈશ્વિક રાહે સત્રના એક ભાગમાં ૨૫૦ પોઇન્ટથી અધિક વધી ગયું હતું.

**સીબીઆઇ તપાસના અહેવાલે સન ટીવી અને સ્પાઇસ જેટના શેરોમાં ૧૦ ટકા ગાબડું**

પરંતુ બાદ નબળા પરિણામની સાથે કેટલાક આગલી હરોળના શેરોમાં પ્રોફીટ બુકિંગ શરૂ થતાં મુંબઈ શેરબજાર પરનો આરંભિક સુધારો ધોવાઇ ગયો હતો અને સેન્સેક્સ આગલા બંધથી ૧૯૯.૩૭ પોઇન્ટ સુધરીને ૧૬,૯૭૫.૦૩ પોઇન્ટ પર તો નિફ્ટી ૫૬.૮૫ પોઇન્ટ સુધરીને ૫૦૯૯.૮૫ પોઇન્ટ પર બંધ આવ્યો હતો.

એરસેલ-મેક્સિસ ડીલ પર ભૂતપૂર્વ કેન્દ્રીય કાપડપ્રધાન દયાનિધિ મારન અને સન ગ્રુપના સીએમડી કલાનિધિ મારનની સીબીઆઈ દ્વારા પૂછપરછ આદરી હોવાના મીડિયા અહેવાલ પર બીએસઈ પર આ કંપનીના શેરના ભાવમાં કડાકો બોલાયો હતો. આ અહેવાલ વાયુવેગે શેરબજારમાં પ્રસરવાની સાથે આ બન્ને કંપનીના શેરમાં મોટી લેવડદેવડ જોવા મળી હતી. સત્રના એક ભાગમાં સ્પાઇસ જેટના શેરના ભાવ નીચામાં ૨૪.૫૦ પર નોંધાયા બાદ અંતે આગલા બંધથી રૂ. ૩ (૧૦.૬૪ ટકા) ઘટીને રૂ. ૨૫.૨૦ પર બંધ આવ્યા હતા. તેવી જ રીતે સન ટીવી નેટવર્કના શેરના ભાવ પણ સત્રના એક ભાગમાં નીચામાં રૂ. ૧૭૬.૭૫ પર નોંધાયા બાદ અંતે આગલા બંધથી રૂ.૩૨.૯૦ (૧૧.૧૭ ટકા) ઘટીને રૂ. ૨૬૧.૬૫ પર બંધ આવ્યા હતા.

મિડકેપ શેરોમાં સતત બીજા સત્રમાં પણ વેચવાલીનો માહોલ કાયમ રહ્યો હતો અને જેને લીધે મિડકેપ ઇન્ડેક્સ ૧ ટકાથી અધિક તૂટીને બંધ આવ્યો હતો. મિડકેપ શેરોમાં વેચવાલીને લીધે ભારતીય શેરબજાર દબાણ હેઠળ આવ્યું હતું.

બજાર પરનુ માર્કેટ કેપ ગુરુવારની સરખામણીમાં સામાન્ય સુધરીને રૂ.૫૯.૪૫ લાખ કરોડનું નોંધાયું હતું. સેન્સેક્સ પર ૨૪ કંપનીઓમાંથી માત્ર ૬ કંપનીના શેરના ભાવ ઘટીને બંધ આવ્યા હતા. ડેરિવેટીવ્ઝ સેગ્મેન્ટમાં રૂ.૩૩,૮૮૨.૨૧ કરોડનું ટર્નઓવર નોંધાયું હતું.

# સોના-ચાંદીના વાયદામાં વોલ્યુમ ઘટ્યું

મુંબઇ, તા. ૨૭ : આજે એમસીએક્સના સાંજના પાંચ વાગ્યા સુધીના પ્રારંભિક સત્રમાં કામકાજનું પ્રમાણ પુનઃ ઘટ્યું હતું. આજે ૩,૨૪,૨૬૯ સોદામાં રૂા.૨૦,૭૨૬.૭૪ કરોડનો ધંધો થયો હતો. આજના કુલ વેપારમાં સોના-ચાંદીનો હિસ્સો પણ ગઈકાલના રૂા.૧૪,૫૮૨.૮૧ કરોડથી ઘટી રૂા.૯,૩૮૫.૪૨ કરોડનો રહ્યો હતો.

આજે અમેરિકાના બીજા પ્રોત્સાહન પેકેજની આશા અને યુરો ઝોનના રક્ષણ માટે ઈસીબી મક્કમ હોવાના અહેવાલો પર બજારમાં વિદેશોના બજારો સુધરતાં તેની અસર અહિં પણ રહી હતી. સોનું, ચાંદી અને બિનલોહ ધાતુઓમાં કરન્ટ હતો.

ગઈકાલે સાંકડી વધઘટે અથડાઈ ગયેલા સોનાના વાયદા આજે રૂા.૪૦થી રૂા.૫૧ની રેન્જમાં વધ્યા હતા. ચાલુ વાયદામાં ઓગસ્ટ રૂા.૪૯ વધી રૂા.૨૯,૮૪૨, ડિસેમ્બર રૂા.૪૦ વધી રૂા.૩૦,૫૬૪ અને ફેબ્રુઆરી રૂા.૫૧ વધી રૂા.૩૦,૯૦૧ રહ્યા હતા. મિની વાયદા રૂા.૪૮થી રૂા.૫૧, ગિનીના રૂા.૨૮થી રૂા.૩૫ અને પેટલના વાયદા રૂા.૩થી રૂા.૫ જેટલા વધ્યા હતા.

ચાંદીના વાયદામાં સુધારાનું વલણ જળવાઈ રહ્યું હતું અને ચાલુ માર્ચ વાયદાનાં રૂા.૭૫ના ઘટાડાને બાદ કરતાં બધા વાયદા રૂા.૯૪થી રૂા.૧૪૬ જેટલા વધ્યા હતા. ચાલુ સપ્ટેમ્બર વાયદો રૂા.૧૨૧ વધી રૂા.૫૩,૩૩૮, ડિસેમ્બર રૂા.૧૪૬ વધી રૂા.૫૫,૦૭૩ અને ફેબ્રુઆરી રૂા.૭૫ ઘટી રૂા.૫૬,૫૧૨ રહ્યા હતા.

બિનલોહ ધાતુઓમાં તાંબુ, નિકલ અને સીસાના વાયદા વધ્યા હતા, જ્યારે એલ્યુમિનિયમ અને જસતના વાયદામાં મિશ્ર વધઘટ હતી. તાંબાના વાયદા રૂા.૧.૩૦થી રૂા.૨.૧૫, નિકલના રૂા.૧.૪૦થી રૂા.૩ અને સીસાના રૂા.૧.૧૦થી રૂા.૧.૬૫ જેટલા વધ્યા હતા. એલ્યુમિનિયમમાં ૧૦ પૈસાથી ૨૫ પૈસા અને જસતમાં ૩૫ પૈસાથી ૭૫ પૈસાની મિશ્ર વધઘટ હતી.

કૃષિ અને અન્ય ચીજોમાં સીપીઓના વાયદા રૂા.૧.૮૦થી રૂા.૪ની રેન્જમાં સુધર્યા હતા. સીપીઓ જુલાઈ વાયદો રૂા.૪ વધી રૂા.૫૬૮.૨૦ બંધ હતો. એલચીના ચારેય વાયદા રૂા.૨૧.૯૦થી રૂા.૩૪.૧૦ જેટલા નરમ હતા. એલચી ઓગસ્ટ વાયદો રૂા.૩૨.૩૦ ઘટી બંધમાં રૂા.૧,૩૮૩.૭૦ રહ્યો હતો. બટેટાની જાતોમાં આગ્રા વાયદા રૂા.૫.૨૦થી રૂા.૯ ઘટ્યા હતા, જ્યારે તારકેશ્વરનો ઓગસ્ટ વાયદો રૂા.૫.૧૦ ઘટવા સામે સપ્ટેમ્બર રૂા.૩.૬૦ અને ઓક્ટોબર રૂા.૪.૬૦ વધીને બંધ થયા હતા.

## સુપાર્શ્વ જૈન મંડળ દ્વારા પશુઓ માટે ઘાસચારો મોકલાયો

ભુજ, તા. ૨૭ : અહીંના સુપાર્શ્વ જૈન સેવામંડળ દ્વારા જિલ્લાના વિવિધ ભાગમાં પશુઓ માટે ઘાસચારાનું વિતરણ કરાયું હતું.

વરસાદ ખેંચાતાં ઘાસચારાની તંગી ઊભી થતાં સંસ્થા દ્વારા તાજેતરમાં અબડાસા-લખપત તાલુકાના કેટલાક ગામ ઉપરાંત પોલડિયા અને ભુજપુરની પાંજરાપોળોને દાતાઓના આર્થિક સહયોગથી સૂકો ચારો (કડબ) ટેમ્પા મારફતે મોકલાયો હતો. દાતાઓને આ સેવાપ્રવૃત્તિમાં સહભાગી થવા મંડળના પ્રમુખ કૌશલ મહેતાએ મો.નં. ૯૯૨૫૧ ૦૯૦૯૭ અથવા ૯૪૨૬૨ ૧૫૨૧૩ પર સંપર્ક કરવા વિનંતી કરી છે.

## એમસીએક્સના ત્રિમાસિક ગાળાનો ચોખ્ખો નફો ૪ ટકા વધીને રૂા. ૬૪.૭૪ કરોડના સ્તરે

મુંબઇ, તા. ૨૭ : ભારતના પ્રથમ ક્રમના કોમોડિટીના અને રાષ્ટ્રના પ્રથમ લિસ્ટેડ એક્સચેન્જ મલ્ટી કોમોડિટી એક્સચેન્જ ઓફ ઇન્ડિયા લિ.એ ૩૦ જૂનના પૂર્ણ થયેલા પ્રથમ ત્રિમાસિક ગાળાના અનઓડિટેડ નાણાકીય પરિણામોની જાહેરાત કરી હતી.

એમસીએક્સે પ્રથમ ત્રિમાસિક ગાળામાં ૬ ટકાની વૃદ્ધિ સાથે રૂા. ૧૪૬.૨૩ કરોડની કુલ આવક હાંસલ કરી છે. જે ગત વર્ષે રૂા. ૧૩૮.૩૯ કરોડની કરી હતી. સમીક્ષા હેઠળના ગાળામાં ઇબીઆઇટીડીએ આગલા વર્ષના સમાન ગાળાના રૂા. ૯૩.૨૩ કરોડથી ૬ ટકા વધી રૂા. ૯૮.૮૫ કરોડ રહી છે. ચોખ્ખો નફો આ જ ગાળામાં રૂા. ૬૨.૦૩ કરોડ પરથી ૪ ટકા વધી રૂા. ૬૪.૭૪ કરોડ રહ્યો છે.

આ ગાળામાં એક્સચેન્જ પરનું ટ્રેડેડ ટર્નઓવર ૮ ટકા વધી રૂા. ૪૭,૮૮૮ કરોડ રહ્યું છે, જે ગત વર્ષના સમાન ગાળામાં રૂા. ૪૪,૧૮૮ કરોડ હતું, જ્યારે ટ્રેડેડ વાયદાના કોન્ટ્રેક્ટ્સની કુલ સંખ્યા આગલા ગાળાના ૭૦૨.૭ કરોડથી ૪૦ ટકા વધી ૯૮૨.૮ કરોડ રહી છે. એમસીએક્સના એમડી અને સીઇઓ શ્રીકાંત જાવલગેકરે જણાવ્યું હતું કે 'વૈશ્વકિ આર્થિક મંદી અને તેની ભારતીય અર્થતંત્ર પર અસરને અવગણીને ૬૮ ટકાના ઓપરેટિંગ માર્જિન અને એક્સચેન્જ પર ટ્રેડેડ કોન્ટ્રેક્ટ્સની સંખ્યાના સંદર્ભમાં ૪૦ ટકાની વૃદ્ધિ સાથે એમસીએક્સે નાણાકીય વર્ષ ૨૦૧૨-૧૩ના પ્રથમ ત્રિમાસિક ગાળામાં સ્થિર કામગીરી દર્શાવી છે.

### રાજકોટનો ટ્રંકકોલ

| | |
|---|---|
| તેલિયા ટીન જૂના | ૧૯૧૭ થી ૧૯૧૮ |
| સીંગતેલલૂઝ ૧૦ કિ.ગ્રા. | ૧૨૫૦ થી ૧૨૫૫ |
| કપાસિયા તેલ | ૭૩૦ થી ૭૩૩ |
| સોનું સ્ટાન્ડર્ડ | ૩૦૨૮૦ |
| રાજકોટ ચાંદી | ૫૨૫૦૦ |
| મગફળી જી. ૨૦ | ૧૧૦૦ |
| મગફળી ઉનાળુ | ૧૧૯૦ થી ૧૨૦૦ |
| ખાંડ એમ | ૩૫૪૦ થી ૩૫૮૦ |
| ખાંડ એસ | ૩૪૬૦ થી ૩૫૨૦ |

### વિદેશી હૂંડિયામણ

| | ■ ડોલર | ■ પાઉન્ડ |
|---|---|---|
| કરન્સી નોટ ખરીદ/વેચાણ | ૫૪.૨૫/૫૬.૩૦ | ૮૪.૬૫/૮૮.૫૦ |
| ટ્રાવેલર્સ ચેક ખરીદ/વેચાણ | ૫૪.૫૫/૫૬.૧૫ | ૮૫.૧૦/૮૮.૩૦ |

સૌ. : સ્ટેટ બેંક ઓફ ઇન્ડિયા, એન.આર.આઇ. બ્રાંચ, ભુજ.


## જાહેરાત

માંડવી તાલુકામાં ગરીબી રેખા નીચે વસવાટ કરતા અને બી.પી.એલ. યાદીમાં ૦થી ૨૦નો સ્કોર ધરાવતા જમીન વિહોણા પાત્રતા ધરાવતા લાભાર્થીઓએ ૧૦૦ ચો.વાર પ્લોટની અરજીઓ નિયત નમૂનામાં આધારો સહિત તથા ૦થી ૧૬નો સ્કોર અને ૧૭થી ૨૦નો સ્કોરવાળા અન્ય આવાસ યોજનામાંથી લાભ લીધેલ ન હોય અને ભૂકંપ સહાય મેળવેલ ન હોય તેવા આવાસ માટે પાત્રતા ધરાવતા લાભાર્થીઓએ આવાસ માટેની અરજીઓ નિયત નમૂનામાં આધારો સહિત પોતાના ગામની ગ્રામપંચાયત મારફતે તાલુકા પંચાયત માંડવીને તા. ૪/૦૮/૨૦૧૨ સુધીમાં મોકલી આપવા જણાવવામાં આવે છે.

તાલુકા વિકાસ અધિકારી
(નામાનિ-કચ્છ-૫૯૮/૨૦૧૨) માંડવી-કચ્છ.

## AUCTION NOTICE

A public auction will be held on 23/08/2012 at 11.00 AM in the office of Executive Engineer, Border Fencing Division II, CPWD, 124th Bn BSF Campus, Mundra Road, Bhuj-Gujarat for the disposal of unserviceable Gypsy. The following will be the conditions of the auctions.

1. The detailed list of material will be displayed on the notice boards of the Divisional Office where the auction will be held. Copies will be available with the Assistant Engineer and Junior Engineer in charge of the material.
2. 25% amount of the bid is to be deposited by the highest bidder at the site as soon as the auction is over and the remaining 75% amount is to be deposited within 7 days after the issue of letter of acceptance of bid, failing which 25% amount already deposited will be forfeited.
3. The Auctioned material will have to be collected by the sucessful bidder on the basis of As is Where is.
4. The Executive Engineer reserves the right to reject any bid or cancel the auction without assigning any reasons.

कार्यपालक अभियन्ता
सीमा हदबन्दी मण्डल II, के लो नि वि, भुज

## VACANCY

Application are invited for the post of Chowkidar (Male) at Military Hospital Bhuj-Kutch (Gujarat) 370001

| Designation | Vacancy | Pay Scale | Age | Educational qualification | Category |
|---|---|---|---|---|---|
| Chowkidar (Male) | 01 (One) | Rs. 5200-20200 +1800 Grade Pay | 18 Yrs - 25 Yrs | 10th Pass (Matric) | UR (General) |

Interested eligible persons (Male Only) may send their application as per below format in the name of Commanding Officer, Military Hospital Bhuj-Kutch, 370001 latest by 10 Aug. 2012.

Written test, Practical / Physical test & Interview will be held on 10 Sep 2012 from 0900 hrs onwards.

**APPLICATION FOR THE POST OF CHOWKIDAR** — Photo

1. Name of the Candidates (In block letters) :
2. Father's Name (In block letters) :
3. Education Qualification :
4. Date of Birth with authenticated certificate :
5. Employment Exchange Registration Number and date, if any with card :
6. Present address & Postal address :
7. Permanent address :
8. Cast / Category (Certificate att) :
9. Experience in any :
10. Nationality :

- Copies of relevant certificate duly attested should be attached by gazetted officer.
- Photo should be attested by a gazetted officer.

**DECLARATION**

I hereby declare that all the statements made in the application are true, complete and correct to the best of my knowledge and belief. In the event of any information being found false / incorrect or in eligibility being detected before or after the test / interview, my candidature will automatically cancelled.

Place :
Date
(Signature of the candidate)
Sd XXXXXXX
Commanding Offr, MH Bhuj-Kutch

## ગુજરાત એનર્જી ટ્રાન્સમિશન કોર્પોરેશન લિમિટેડ

GETCO
ટ્રાન્સમિશન ડિવિઝન ઓફિસ, ગેટકો, અંજાર

**વીજળી પુરવઠો બંધ રહેવા બાબતની જાહેરાત**

આથી અમારા માનવંતા ગ્રાહકોને જાણ કરવાની કે, તા. ૨૯/૦૭/૨૦૧૨ અને રવિવારના રોજ અગત્યનું સમારકામ હોવાથી નીચે દર્શાવેલ ગ્રામ્ય, શહેરી અને ઔદ્યોગિક વિસ્તારોને સવારના ૯.૦૦ વાગ્યાથી સાંજના ૧૮.૦૦ વાગ્યા સુધી વીજપુરવઠો મળશે નહીં.

**વિસ્તાર : ૬૬ કે.વી. ધાણેટી સબસ્ટેશનમાંથી નીકળતી તમામ ૧૧ કે.વી. અને ૬૬ કે.વી. લાઇનો બંધ રહેવા બાબત અગત્યનું સમારકામ માટે.**

નિર્ધારિત કામ વહેલું પૂરું થતાં બીજી કોઇપણ જાતની જાહેરાત આપ્યા સિવાય પુનઃ વીજપુરવઠો સ્થાપિત કરવામાં આવશે તેની નોંધ લેવા વિનંતી છે.

કાર્યપાલક ઇજનેર (પ્રવહન)
૨૨૦ કે.વી. સબસ્ટેશન, ગેટકો, અંજાર

## ક્રાંતિગુરુ શ્યામજી કૃષ્ણવર્મા કચ્છ યુનિવર્સિટી

**M.Ed. પ્રવેશ જાહેરાત વર્ષ ૨૦૧૨-૧૩**

કચ્છ યુનિવર્સિટીમાં શિક્ષણશાસ્ત્ર ભવનમાં ST કેટેગરીમાં ૪ અને SEBC કેટેગરીમાં ૩ બેઠકો અને યુનિવર્સિટી સંલગ્ન એમ.ડી. કોલેજ ઓફ એમ.એડ્., હરિપર તથા મા આશાપુરા કોલેજ ઓફ એમ.એડ્.માં તમામ કેટેગરીની બેઠકો ખાલી હોવાથી જે વિદ્યાર્થીઓએ અગાઉ પ્રવેશફોર્મ ભરેલ હોય અને એડમિશન ન મેળવેલ હોય તેવા એડમિશન મેળવવા ઇચ્છુક તમામ વિદ્યાર્થીઓએ તા. ૩૦/૦૭/૨૦૧૨ના રોજ સવારે ૧૧.૦૦ કલાકે યુનિવર્સિટી કાર્યાલયમાં તમામ અસલ પ્રમાણપત્રો તથા ફીની રકમ સાથે ઉપસ્થિત રહેવું. પ્રવેશ કાર્યવાહી સમયે જે ઉમેદવારો ઉપસ્થિત નહીં રહે, તેઓ પ્રવેશનો હક ગુમાવશે. વધુ માહિતી માટે કચ્છ યુનિવર્સિટીની વેબસાઇટ kskvku.digitaluniversity.ac પર સંપર્ક કરવો.

તા. ૨૫/૦૭/૨૦૧૨ ઇ.ચા. કુલસચિવ
(નામાનિ-કચ્છ-૫૯૭/૨૦૧૨)


## ₹ વ્યાપાર વર્તમાન

**૨૭-૭-૨૦૧૨**

**ભુજ સોના-ચાંદી બજાર**
(સાંજે ૬ વાગ્યા પછી)

| | |
|---|---|
| ચાંદી ચોરસા આર. આર. | ૫૨૬૫૦ થી ૫૨૭૦૦ |
| સોનું સ્ટાન્ડર્ડ | ૩૦૨૩૦ થી ૩૦૨૫૦ |
| સોનુંદાગીનાર૧કેરેટ | ૨૬૮૫૦ |
| સોનું દાગીના ૨૨ કેરેટ | ૨૮૧૦૦ |
| સોનું હોલમાર્ક | ૨૯૧૩૦ |
| સોનું તેજાબી | ૩૦૧૩૦ થી ૩૦૧૫૦ |
| કેડબરી ૧૦૦ ગ્રામ | ૩૦૨૫૦૦ |
| ૧૦૦ ગ્રામ બિસ્કિટ | ૩૦૩૫૦૦ |

**ભુજ સ્થાનિક બજાર (૧૦૦ કિ.)**

| | |
|---|---|
| ઘઉં | ૧૭૦૦ થી ૨૧૦૦ |
| બાજરી | ૧૩૫૦ થી ૧૪૫૦ |
| ચોખાઆઇ.આર. | ૧૯૫૦ થી ૨૦૫૦ |
| ચોખાબેગમી | ૨૨૦૦ થી ૨૪૦૦ |
| ચોખા જીરાસર | ૨૫૦૦ થી ૪૫૦૦ |
| મગ | ૫૮૦૦ થી ૬૫૦૦ |
| મગફાડા | ૬૦૦૦ થી ૬૩૦૦ |
| મોગરદાળ | ૬૭૦૦ થી ૬૯૦૦ |
| તુવેરદાળ | ૬૨૦૦ થી ૬૯૦૦ |
| તુવેરદાળ રેંટિયો | ૭૮૦૦ થી ૮૧૦૦ |
| ચણાદાળ | ૬૩૦૦ થી ૬૫૫૦ |
| અડદદાળ | ૬૦૦૦ થી ૭૦૦૦ |
| ખાંડ કટ્ટા | ૩૫૩૦ થી ૩૫૭૦ |
| ખાંડ-એસ. | ૩૫૩૦ થી ૩૫૬૦ |
| ખાંડ-એમ. | ૩૫૮૦ થી ૩૬૧૦ |

**ટીનના ભાવ**
**વેટ સહિત**

| | |
|---|---|
| સીંગતેલ ૧૫ લિટર | ૧૯૭૦ થી ૧૯૮૦ |
| સીંગતેલ ૧૫ કે.જી. નેટ | ૨૦૮૦ થી ૨૧૫૦ |
| વેજિટેબલ ૧૫ કે. | ૧૧૦૦ થી ૧૧૬૦ |
| કપાસિયા તેલ | ૧૨૪૦ થી ૧૩૩૦ |
| કપાસિયા તેલ ૧૫ લિટર | ૧૨૩૦ થી ૧૨૩૫ |
| કોપરેલ તેલ ૧૫ કિલો | ૧૨૩૦ થી ૧૨૫૦ |
| સોયાબીન | ૧૩૦૦ થી ૧૩૨૦ |
| પામોલીન | ૧૦૨૫ થી ૧૦૩૦ |
| સૂરજમુખી | ૧૨૦૦ થી ૧૨૮૦ |

**૨૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| કોલ્હાપુર ગોળ | ૭૮૦ થી ૮૫૦ |
| યુ.પી. ભીલી | ૬૭૦ થી ૬૮૦ |

**એક ગૂણીના ભાવ**

| | |
|---|---|
| ભૂસો ઝીણો | ૫૯૫ થી ૬૬૫ |
| બેસન ૫૦ કિલો | ૩૨૦૦ થી ૩૭૫૦ |
| કપા. ખોળ નવા | ૭૫૦ થી ૭૬૦ |

**વેટ સહિત**

| | |
|---|---|
| કપાસિયા જાડા | ૯૦૦ |

**ભુજ માર્કેટ યાર્ડ**
**૧૦૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| ગોવાર | ૯૦૦૦ થી ૧૬૫૦૦ |
| મગ | ૩૫૦૦ થી ૫૫૦૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૧૫૪૫ થી ૧૫૭૦ |
| તલી | ૩૨૦૦ થી ૩૫૫૦ |
| રાયડો | ૧૫૦૦ થી ૧૫૮૦ |
| મગફળી | ૧૯૦૦ થી ૨૨૦૦ |

**મુંદરા માર્કેટ યાર્ડ**

| | |
|---|---|
| મગ | ૪૫૦૦ થી ૪૫૦૦ |
| ગોવાર | ૧૨૭૦૦ થી ૧૫૫૦૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૧૫૩૫ થી ૧૫૭૧ |

**અંજાર માર્કેટ યાર્ડ**
**૧૦૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| ગોવાર | ૧૩૨૨૫ થી ૧૫૬૦૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૧૫૨૧ થી ૧૫૬૦ |
| જીરૂં | ૫૮૦૦ થી ૬૧૨૦ |
| મગફળી | ૧૬૯૦ |
| તલી | ૩૩૯૯ |

**રાપર માર્કેટયાર્ડ**
**૨૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| એરંડા | ૭૬૦ થી ૭૭૦ |
| જીરું | ૨૭૫૨ થી ૨૯૭૩ |
| વરિયાળી | ૮૨૨ |
| અજમો | ૧૨૫૧ |

**માંડવી માર્કેટયાર્ડ**
**૧૦૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| ઘઉં | ૧૪૦૦ થી ૧૬૦૦ |
| ગોવાર | ૧૬૦૦૦ |
| મગ | ૩૫૦૦ થી ૪૮૦૦ |
| બાજરી | ૧૨૫૦ થી ૧૩૦૦ |

**૪૦ કિલોના ભાવ**

| | |
|---|---|
| મગફળી | ૨૧૦૦ થી ૨૩૫૦ |
| તલ | ૩૪૦૦ થી ૩૪૫૦ |
| એરંડા | ૧૫૬૦ |
| રાયડો | ૧૬૦૦ |

**ગાંધીધામ એરંડા બિલ્ટી**

| | |
|---|---|
| એરંડા | ૭૮૫ થી ૮૦૯ |
| દિવેલ | ૮૨૦ |

**જામનગર**

| | |
|---|---|
| મગફળી જાડી | ૧૧૬૦ થી ૧૧૮૦ |
| સીંગખોળ | ૩૭૦૦૦ |
| સીંગતેલ લૂઝ | ૧૨૫૦ |
| સીંગતેલ નવા ટીન | ૧૯૪૫ |
| સીંગતેલ તેલિયા | ૧૯૧૫ |

મગફળીમાં ૧૦૦૦ ગૂણીના કામકાજ હતા.

**જૂનાગઢ**

| | |
|---|---|
| મગફળી જાડી નવી | ૧૧૭૦ થી ૧૧૭૫ |
| મગફળી ઝીણીનવી | ૧૧૯૦ થી ૧૧૯૫ |
| નવી જી-૨૦ | ૧૧૭૦ થી ૧૧૭૫ |
| પિલાણબર | ૧૦૭૫ થી ૧૦૮૦ |
| સીંગખોળ | ૩૬૫૦૦ |

મગફળીમાં ૧૮૦૦ સીંગખોળમાં -- ગૂણીના કામકાજ હતા.

**સુરેન્દ્રનગર**

| | |
|---|---|
| કલ્યાણ ગાંસડી | ૨૯૦૦૦ |
| સંકર ગાંસડી | ૩૭૬૦૦ |
| કપાસિયા સંકર | ૪૧૫ |
| કપાસિયા કલ્યાણ | ૫૪૦ |
| કપાસિયા ખોળ | ૭૪૦ |

**અમદાવાદ સોનાચાંદી**

| | |
|---|---|
| ચાંદી ચોરસ | ૫૨૨૫૦ થી ૫૨૫૦૦ |
| રૂપુ | ૫૨૦૦૦ થી ૫૨૫૦૦ |
| સિક્કા જૂના નંગ | ૯૦૦ થી ૧૦૦૦ |
| સિક્કા નવા નંગ ૧ | ૩૦૦ થી ૪૦૦ |
| સોનું ૯૯.૯ | ૩૦૨૦૦ થી ૩૦૨૫૦ |
| સોનું ૯૯.૫ | ૩૦૦૫૦ થી ૩૦૧૦૦ |
| નવા દાગીના | ૨૯૦૪૦ થી ૨૯૬૪૫ |

**ખાંડ**

મહારાષ્ટ્રમાં ૫ મિલોના ૪૦ હજાર ગૂણીના વેંચાણની ધારણા

| | |
|---|---|
| ખાંડ એસના | રૂા. ૩૩૫૦ થી ૩૪૦૦ |
| ખાંડ એમના | રૂા. ૩૪૪૦ થી ૩૪૮૦ |

### શેરબજારમાં કચ્છ

| | | | |
|---|---|---|---|
| આરતી ડ્રગ | ૧૧૯.૬૫ | જિંદાલ સો લિ. | ૧૨૫.૦૦ |
| આરતી ઇન્ડ. | ૭૪.૦૦ | કેસર એન્ટરપ્રાઇઝ | ૪૩.૯૫ |
| અદાણી પાવર | ૪૧.૮૦ | માન ઇન્ડ. (ઇન્ડિયા) | ૯૭.૧૫ |
| એલાઇટ કોમ્પ્યુ. ઇન્ટ. | ૨.૫૦ | નવનીત પ્રકાશન | ૫૬.૨૦ |
| એસ્ટ્રોલ ચોક એન્ડ પ્રો. | ૦.૯૫ | પીએસએલ લિ. | ૫૭.૨૫ |
| આશાપુરા માઇનકેમ | ૨૦.૩૦ | રામકો ઇન્ડસ્ટ્રીઝ લી. | ૫૩.૫૦ |
| એક્સેલ ક્રોપ કેર | ૧૦૫.૧૦ | રત્નમણિ મેટલ્સ | ૧૧૨.૫૦ |
| ઇલેક્ટ્રોથર્મ ઇન્ડિયા લી. | ૪૯.૫૦ | રૂચી સોયા ઇન્ડસ્ટ્રીઝ | ૮૪.૭૦ |
| યુરો સિરામિક્સ | ૮.૬૫ | સાલ સ્ટીલ લિ. | ૩.૯૦ |
| યુરો મલ્ટી વિઝન લી. | ૪.૯૦ | સાંઘી ઇન્ડસ્ટ્રીઝ | ૧૩.૯૦ |
| એવરેસ્ટ કાંટો | ૨૭.૫૫ | સુંદ્રમ મ્લટી પેપ | ૧૪.૯૦ |
| જીએમડીસી | ૧૮૭.૮૦ | સુઝલોન એનર્જી | ૧૭.૧૫ |
| ગુજરાત એનઆરઇ કોક | ૧૬.૯૫ | ટોકિયો પ્લાસ્ટ ઇન્ડ. | ૧૭.૮૫ |
| ગોકુલ રિફોઇલ્સ | ૫૦.૨૦ | ટાટા પાવર | ૯૪.૬૦ |
| હરીઆ એક્સપોર્ટ | ૭.૬૦ | વિમલ ઓઇલ એન્ડ ફૂડ | ૬૭.૦૦ |
| ઇપ્કા લેબોરેટરી | ૩૯૨.૪૫ | વેલસ્પન ઇન્ડિયા | ૫૩.૨૫ |

### ઇન્ડેક્સમાં વધઘટ

| ઇન્ડેક્સ | આંક | વધ/ઘટ- | ટકાવારી |
|---|---|---|---|
| સેન્સેક્સ | ૧૬૮૩૯.૧૯ | +૧૯૯.૩૭ | ૧.૨૦ |
| બીએસઇ ૧૦૦ | ૫૧૦૦.૮૧ | +૪૨.૩૮ | ૦.૮૪ |
| બીએસઇ ૨૦૦ | ૨૦૬૩.૩૩ | +૧૨.૪૨ | ૦.૬૧ |
| બીએસઇ ૫૦૦ | ૬૪૫૦.૮૦ | +૩૦.૬૬ | ૦.૪૩ |
| શરિયાહ ૫૦ | ૧૧૧૮.૦૪ | +૭.૧૮ | ૦.૬૫ |
| બીએસઇ મિડકેપ | ૫૮૮૭.૫૦ | -૫૩.૪૪ | ૦.૯૦ |
| બીએસઇ સ્મોલ કેપ | ૬૩૫૭.૬૦ | -૬૨.૪૭ | ૦.૯૭ |
| નિફ્ટી | ૫૦૯૯.૮૫ | +૫૬.૯૧ | ૧.૧૩ |
| નિફ્ટી જૂનિયર | ૯૭૮૩.૮૦ | -૨૯.૬૫ | ૦.૩૦ |
| સીએનએક્સ ૧૦૦ | ૪૯૮૬.૨૦ | +૪૪.૯૦ | ૦.૯૧ |
| S&P.Cnx Defty | ૩૧૮૭.૧૫ | +૬૮.૧૫ | ૨.૧૮ |
| S&P Cnx 500 | ૪૦૨૮.૨૫ | +૨૪.૬૫ | ૦.૬૨ |
| CNX મીડકેપ | ૭૦૨૩.૭૫ | -૪૦.૯૦ | ૦.૫૮ |
| નિફ્ટી મીડકેપ-૫૦ | ૨૦૦૨.૨૦ | -૧૨.૫૫ | ૦.૬૨ |
| CNX સ્મોલ કેપ | ૩૧૪૨.૯૦ | -૪૯.૯૦ | ૧.૫૬ |
| CNX ૨૦૦ | ૨૫૬૮.૨૦ | +૧૮.૮૦ | ૦.૭૪ |

### ઉત્તર ગુજરાતના બજારભાવ

**હારીજ**

| | |
|---|---|
| રાયડો | ૭૦૦ થી ૭૫૧ |
| એરંડા | ૭૮૦ થી ૮૧૧ |
| જીરૂં | ૨૬૫૦ થી ૩૧૦૧ |
| બાજરી | ૨૦૦ થી ૩૨૧ |
| ઘઉં | ૨૭૫ થી ૩૨૪ |
| ગોવાર | ૨૦૦૦ થી ૨૬૦૦ |
| સુવા | ૬૦૦ થી ૭૭૫ |
| છાંછટિયો | ૪૦૦ થી ૪૨૪ |
| ચણા | ૮૦૦ થી ૯૨૫ |
| અડદ | ૬૦૦ થી ૮૬૧ |
| મેથી | ૫૦૦ થી ૬૦૫ |

**ડીસા**

| | |
|---|---|
| રાયડો | ૭૮૧ થી ૮૧૮ |
| એરંડા | ૭૫૨ થી ૮૦૭ |
| બાજરી | ૨૨૧ થી ૨૪૭ |
| ઘઉં | ૨૫૦ થી ૩૨૫ |
| મગફળી | ૮૫૦ થી ૧૦૫૧ |
| ગોવાર | ૩૦૦૦ થી ૩૨૩૦ |
| રાજગરો | ૯૫૦ |

**પાટણ**

| | |
|---|---|
| એરંડા | ૭૫૦ થી ૭૯૫ (૯૫૯૦) |
| ઘઉં | ૨૮૦ થી ૩૧૯ (૬૬૫) |
| બાજરી | ૨૦૮ થી ૨૫૦ (૨૬૮) |
| રાયડો | ૭૮૦ થી ૮૨૧ (૮૮૦) |
| જીરૂં | ૨૨૭૫ થી ૨૯૭૧ (૫૨) |
| વરિયાળી | ૫૭૫ થી ૧૪૨૫ (૨૯૯) |
| જુવાર | ૩૩૦ થી ૬૦૦ (૨૪) |
| બંટી | ૩૯૨ થી ૩૯૫ (૩) |

**રાધનપુર**

| | |
|---|---|
| ઘઉં | ૨૪૦ થી ૩૨૫ |
| ચણા | ૮૦૦ થી ૯૧૭ |
| એરંડા | ૭૧૦ થી ૭૬૫ |
| જીરું | ૨૫૦૦ થી ૩૧૫૦ |
| રાયડો | ૭૫૦ થી ૮૦૫ |
| ગોવાર | ૨૭૦૦ થી ૩૧૫૦ |

**ઊંઝા**

| | |
|---|---|
| જીરૂં | ૨૪૫૧ થી ૩૧૪૫ |
| વરિયાળી | ૫૦૦ થી ૨૦૪૦ |
| ઇસબગુલ | ૧૦૧૨ થી ૧૨૦૫ |
| રાયડો | ૭૪૧ થી ૮૩૧ |
| તલ | ૧૫૦૦ થી ૧૯૧૧ |
| સોયા | ૭૧૫ થી ૭૪૫ |
| સરસવ | ૭૮૧ થી ૯૦૦ |
| મેથી | ૪૨૫ થી ૫૯૦ |

**મહેસાણા**

| | |
|---|---|
| ઘઉં | ૨૬૦ થી ૩૦૩ |
| બાજરી | ૨૧૦ થી ૨૪૧ |
| જીરૂં | ૨૪૭૫ થી ૨૯૦૦ |
| વરિયાળી | ૫૭૫ થી ૮૫૧ |
| એરંડા | ૭૪૩ થી ૮૦૧ |
| સુવા | ૫૪૫ થી ૭૩૬ |
| રાયડો | ૭૮૦ થી ૮૦૪ |
| રંજકાબીજ | ૧૪૦૦ થી ૩૮૧૧ |
| અસાળિયો | ૭૦૦ |
| મેથી | ૫૮૦ થી ૫૯૨ |
| અજમો | ૩૦૦ થી ૧૭૮૬ |
| જુવાર | ૪૧૮ થી ૪૩૬ |

**પાલનપુર**

| | |
|---|---|
| ઘઉં | ૨૬૦ થી ૩૦૬ |
| બાજરી | ૨૨૦ થી ૨૪૭ |
| એરંડા | ૭૬૦ થી ૮૧૪ |
| મગફળી | ૭૫૫ થી ૧૧૫૧ |
| રાયડો | ૮૦૦ થી ૮૧૫ |
| રાજગરો | ૯૫૦ થી ૧૦૩૧ |
| વરિયાળી | ૭૬૫ થી ૧૮૦૦ |

### એરંડા વાયદાની વધઘટ

**સપ્ટે. વાયદો**

ખૂલી ૪૨૯૮.૦૦ ઘટી ૪૨૯૩.૦૦
વધી ૪૪૧૮.૦૦ બંધ ૪૩૯૪.૦૦

**મુંબઇ એરંડા**

હાજર ૪૦૪૦ દિવેલ ૮૩૮
**સપ્ટે. વાયદો** ૪૩૯૫

realpatidar.com

# જિલ્લાનોંધ

**ભુજ : અપૂર્વા મહિલા સંગઠન :** ગુજરાત તથા રાજસ્થાનના ગઢવી સમાજના સાહિત્યકારોનો કાર્યક્રમ વિશે ચર્ચા-વિચારણા કરવા ગઢવી મહિલા મંડળ તથા તમામ ગઢવી બહેનોની બેઠક તા. ૨૮ના સાંજે ૫ વાગ્યે, કમશ્રીબેન ગઢવીના નિવાસસ્થાન ચંદ્રમૌલી હિંગલાજ વાડી ખાતે.

**કચ્છ જિલ્લાની ઉચ્ચ માધ્યમિક શાળાઓમાં** એન.એસ.એસ. યુનિટ ચલાવતા આચાર્ય, પ્રોગ્રામ ઓફિસરોએ વર્ષ ૨૦૧૧-૧૨ના યુનિટના યુટિલાઇઝેશન સર્ટિફિકેટ, હિસાબ પત્રકો તેમજ ઓડિટ મેમો ત્રણ નકલમાં જિલ્લા શિક્ષણાધિકારીની કચેરી, આનંદ કોલોની સામે આપી જવા.

**ટપકેશ્વરી માતાજી જૂના મંદિરે સેવા શ્રમયજ્ઞ :** નટરાજ ગ્રુપ દ્વારા તા. ૨૯ના મંદિરે જવા માટે રસ્તા પર નિશાની કરાશે. સેવાકાર્યમાં જોડાવવા ભુજવાસીઓએ તા. ૨૮ સુધી નામ નોંધાવી ભુજથી બપોરે ૩ કલાકે પોતાના વાહનથી મંદિરે જવાનું આયોજન. વધુ માહિતી માટે સંપર્ક ગુંજન દોશી-૯૪૨૬૬ ૭૧૬૧૮, ડેનિશ સોની-૯૮૨૪૫ ૦૦૮૦૭.

**જાદવજીનગર મહિલા મંડળ :** બહેનોને રાખડી બનાવતાં શીખવવામાં આવશે. કાશીનાથ ભવન ખાતે તા. ૨૮ના ૫.૩૦થી ૭ વાગ્યે.

**ટપરવેર સભ્યો તથા સમસ્ત જૈન સમાજની મહિલાઓ જોગ :** ટપરવેરનું મફત નિદર્શન તા. ૨૮ના સવારે ૧૦થી સાંજે ૬ વાગડ બે ચોવીસી સમાજવાડી ગોવાળશેરી ખાતે. સંપર્ક ડો. મનીષા ઝવેરી-૯૮૭૯૫ ૦૩૮૦૮.

**અજરામર ટ્રસ્ટ :** મહિલા સશક્તિકરણ કાર્યક્રમ અન્વયે કચ્છ ગુર્જર ક્ષત્રિય સમાજ મહિલા મંડળના સહયોગથી 'વેસ્ટમાંથી બેસ્ટ'ની તાલીમ તા. ૨૮ના બપોરે ૩ કલાકે ક.ગુ.ક્ષ. સમાજવાડી-જૂનાવાસ માધાપર ખાતે. ભાગ લેવા સંપર્ક-મીનાબેન બોરીચા-૯૫૩૭૩ ૪૬૪૪૪, જિજ્ઞાશા જાની-૯૯૨૫૮ ૮૩૮૮૦.

**કચ્છ ફિલાટેલિક એસોસીએશન :** સભ્યોની બેઠક તા. ૨૯ના સવારે ૧૧ વાગ્યે ગ્લોબલ કચ્છ હોબી કોર્નરના પાળેશ્વર ચોક પાસેના સજની ટેઇલર ઉપરના કાર્યાલયે મળશે, જેમાં બૃહદેશ્વર મંદિરે-તંજાવુરના ૧૦૦૦ રૂા.ના સિક્કાના પ્રૂફસેટ મુંબઇ મિન્ટથી મંગાવવાના ફોર્મનું વિતરણ, આગામી પ્રદર્શન અંગે ચર્ચા.

**લાયન્સ કલબ :** બેઠક તા. ૨૮ના રાત્રે ૮ વાગ્યે હોટલ મંગલ ખાતે જેમાં પરિવાર સહિત ઉપસ્થિતિ.

**કચ્છ યુનિ.માં સંગીત સ્પર્ધા :** પં. વિનાયક વોરા સંગીતપીઠ અંતર્ગત સુગમ સંગીત-હળવું કંઠય સંગીત સ્પર્ધા તા. ૨૮-૭ શનિવારે સાંજે ૫-૩૦ કલાકે કુલપતિના પ્રમુખસ્થાને. રાપરના ધારાસભ્ય બાબુભાઇ શાહ અને શ્રી મુકુંદ ભટ્ટ સંગીત નિયોજક આકાશવાણી વડોદરાની વિશેષ ઉપસ્થિતિમાં યુનિ. કોર્ટ હોલમાં.

**ગઢવી સમાજ જોગ :** ભુજ- માધાપર-મિરજાપર ચારણ સમાજના ભાઇઓની બેઠક તા. ૨૯ના ચારણ બોર્ડિંગ ભુજ ખાતે સાંજે ૬ કલાકે, ભુજ બોર્ડિંગના કામકાજ અર્થે તેમજ તા. ૪-૮ના ભુજ ખાતેના કાર્યક્રમ સબંધે બેઠક સ્થાનિક ચારણ સમાજના ભાઇઓ તથા બહેનોની ઉપસ્થિતિમાં.

**તાલુકા પુષ્કર્ણા બ્રાહ્મણ મહાસ્થાન :** ભુજ, અંજાર, ગાંધીધામ, મુંદરા, માંડવી, નલિયા, નખત્રાણા, લખપત તાલુકાઓના મહાસ્થાનના હોદ્દેદારોની બેઠક તા. ૨૯ના ભુજમાં ટાઉનહોલમાં બપોરે ૧૨ કલાકે. જેમાં કેશવરાય મંદિરે વિષ્ણુયાગ યજ્ઞ ઉપરાંત મુંબઇ મધ્યે 'પરિચય મેળા'ની તથા જિલ્લા મહાસ્થાનની રચના અંગે ચર્ચા-વિચારણા કરાશે.

**કચ્છ જિલ્લા ભાજપ :** ભુજ વિધાનસભા મત વિસ્તારનું સંમેલન તા. ૨૮ના નવી લોહાણા મહાજનવાડી ખાતે સાંજે ૪ કલાકે મળશે, જેમાં શહેર અને તાલુકાના ભાજપના ચૂંટાયેલા પદાધિકારીઓ, સંગઠનના સભ્યો, નવા નોંધાયેલા સક્રિય સભ્યો, બૂથ હોદ્દેદારો તથા ભુજ વિધાનસભામાં સમાવિષ્ટ તમામ કાર્યકરોની ઉપસ્થિતિ.

**મોર્નિંગ વોકર્સ એસોસિયેશન :** સામાન્યસભા તા. ૨૯ના સવારે ૮.૩૦ વાગ્યે ચંગલેશ્વર મંદિર ખાતે.

**રાપર : રાપર બે.ચો. સ્થા જૈન મહિલા મંડળ :** તા. ૨૮ના બપોરે ૩થી ૭, તા. ૨૯ના સવારે ૧૦થી સાંજે ૭ સુધી છ કોટિ જૈન અતિથિગૃહ ખાતે વેચાણ મેળો. જેમાં રાખડી, ઇમિટેશન, કપડાં તથા અન્ય વસ્તુઓ રાહતભાવે વેચાશે. તમામ જ્ઞાતિની બહેનોની ઉપસ્થિતિમાં.

**અંજાર : તાલુકા પેન્શનર્સ અને વરિષ્ઠ પેન્શનર્સ મંડળ :** વરસાદની પ્રવર્તમાન પરિસ્થિતિને લઇ મંડળ તરફથી મેઘરાજાને રિઝવવા તા. ૩૦ના ૧૦થી ૪ જડેશ્વર શિવ મંદિર ગઢવાડી ખાતે શિવધૂન-રામધૂન વડીલો, પેન્શનર્સ રાજ્ય સરકાર, કેન્દ્ર સરકાર, નિગમ, એસ.ટી., પીજીવીસીએલ તેમજ શહેરના સિનિયર સિટીઝનની ઉપસ્થિતિમાં. સંપર્ક પ્રમુખ જે.બી. ટાંક-૯૪૨૭૭ ૬૭૫૫૧, મંત્રી પ્રવીણ ગુંસાઇ-૭૩૭૩૭ ૪૯૧૯૦ ખાતે નોંધાવવા.

**બળદિયા(તા.ભુજ) : મેઘવંશી મારૂ યુવક મંડળ :** સામાન્યસભા રામદેવપીર મંદિરે તા. ૨૮/૭ના રાત્રે ૯ કલાકે બળદિયા ખાતે સભ્યોની ઉપસ્થિતિમાં

## ધાર્મિક કાર્યક્રમ

**ભુજ : દશામા મંદિર :** અન્નકૂટ તથા મહાઆરતી રોહિત ગુંસાઇના સહયોગથી જેષ્ટાનગર, ગણેશચોક ખાતે.

**દશામાનાં વ્રત નિમિત્તે (જાગરણ) :** દાંડિયારાસ તા. ૨૮ના રિધમ ઓર્કેસ્ટ્રા દ્વારા. આયોજક શિવ સાંઇ ઇન્જિ. વર્કસ, રેલવે ફાટક પાસે સુખપર (તા. ભુજ) ખાતે.

**મારૂ કંસારા સોની મહિલા સત્સંગ મંડળ :** તા.૨૮ના અગિયારસના સત્સંગ સાંજે ૫થી ૭ સાકરિયા નવીનચંદ્રના નિવાસસ્થાને કંસારા બજાર, કાલિકા રીંગ રોડ ખાતે.

**મહાભારત સત્સંગ પ્રવચન :** તા. ૨૮ના રાત્રે ૯ વાગ્યે, પ્રાચીન ગ્રંથ મહાભારતની કથાઓ અને વર્તમાન જીવનની સમસ્યાઓના ઉકેલને સાંકળતા વિષયે સ્વામી પ્રદીપ્તાનંદ સરસ્વતીનું પ્રવચન, આર્ષ કુટિર, ઓધવબાગ-૨, ભુજ-માધાપર હાઇવે ખાતે દર શનિવારે.

**છ કોટિ સ્થા. જૈન સંઘ :** માતુશ્રી કેસરબાઇ જૈનભવન ખાતે મધુસ્મિતાજી તથા કોમલકુમારીજીના સાંનિધ્યમાં બાળકોની તા. ૨૯ના રવિવારીય શિશુ સંસ્કાર શિબિરમાં સવારે ૯.૩૦થી ૧૧ તીર્થંકરના લાંછનમાં જય અજરામર લખવાની રંગપૂર્ણી સ્પર્ધામાં કલરના સાધનો સાથે ઉપસ્થિતિ. સંપર્ક : મહાસતીજી અથવા જગદીશ મહેતા-૨૫૦૩૩૩.

**એક દિવસીય વિપશ્યના શિબિર :** ફકત જૂના સાધકો માટે દર રવિવારે સવારે ૮થી ૧ વાગ્યે, મેઘજીભાઇ રાજગોરના નિવાસસ્થાન ૨૭, બેન્કર્સ કોલોની મંદિરવાળી ગલી. સંપર્ક : ૭૫૬૭૫ ૬૬૯૯૦.

**સત્યનારાયણ ભગવાનની સામૂહિક કથા :** તા. ૨૯ના સવારે ૯ વાગ્યે સત્યનારાયણ મંદિર, રામધૂન પાસે.

**લોહાણા મહિલા મંડળ :** તા. ૨૮ના સાંજે ૪.૩૦ વાગ્યે સત્સંગ સભા મહિલા આશ્રમ ખાતે.

**નાગર જ્ઞાતિની હાટકેશ મહિલા વિંગ :** શ્રાવણ માસ પ્રસંગે બાળકો માટે નટરાજ નમોનમઃ સ્તુતિસ્પર્ધા નાગર અને ઇત્તર જ્ઞાતિ માટે યોજાશે. ભાગ લેવા રમાબેન શુક્લ, જિતેન્દ્રભાઇ ધોળકિયાનો સંસ્કૃત પાઠશાળા ખાતે સંપર્ક કરવો.

**દશામા મંદિર :** જીઆઇડીસી રેલવે ફાટક પાસે સરદારનગર હંગામી આવાસ ખાતે દશામાં વિસર્જન નિમિત્તે તા. ૨૮ના રાત્રે દશ કલાકે ભજનનો કાર્યક્રમ. બાળ કલાકારો શિવમ ગોસ્વામી, રિતેશ ગોસ્વામી તથા સહ કલાકારો ભજન રજૂ કરશે.

**લક્ષ્મીનારાયણ મંદિર :** તા. ૨૮ના દ્રાક્ષના હિંડોળાના દર્શન ૬.૩૦થી ૮.૩૦, મંદિર નાગર ચકલા ખાતે.

**માંડવી : પુષ્કર્ણા બ્રાહ્મણ જ્ઞાતિ :** કેશવરાય ગ્રુપ દ્વારા તા. ૩૦ના રાત્રે ૭.૩૦ કલાકે મહાઆરતી, જજ્ઞેશ્વર મહાદેવનું મંદિર, સત્સંગ આશ્રમની બાજુમાં.

**મુંદરા : વેદપ્રચાર સમિતિ :** આશાપુરાનગર, જૂના બંદર રોડ ખાતે તા. ૨૭થી ૩૦ સુધી સવારે ૮થી ૧૦, સાંજે ૫થી ૭ વાગ્યે 'વૃષ્ટિયજ્ઞ'નું અનુષ્ઠાન સ્વામી શાંતાનંદ સરસ્વતી એમ.એ. દર્શનાચાર્યના બ્રહ્માપદે યોજાશે. જેમાં વર્ષા માટે વેદમંત્ર પ્રાર્થના નિકામે નિકામે પર્જન્યો વર્ષન્તુ કરાશે.

**અંજાર : ભરેશ્વર મહાદેવ મંદિર :** શ્રાવણી બીજ તા. ૩૦ના સાંજે મંદિરે ઘીની મહાપૂજામાં ઘીની મૂર્તિની પૂજાના દર્શન સાથે અન્નકૂટ દર્શન સાંજે ૫ વાગ્યાથી ૯ વાગ્યા સુધી. તા. ૨૯ના વાઘડિયા ચોક નવરાત્રિ મંડળ દ્વારા બપોરે ૧૧ વાગ્યાથી ૫ વાગ્યા સુધી ૧૧૦૦૦ અખંડ બિલ્વપત્રથી પૂજાનો કાર્યક્રમ.

## શૈક્ષણિક

**ભુજ : ક્ષત્રિય મોચી જ્ઞાતિ શિક્ષણ સમિતિ :** જ્ઞાતિના વિદ્યાર્થીઓનો સરસ્વતી સન્માન કાર્યક્રમ તા. ૨૯ના બપોરે ૩ વાગ્યે જ્ઞાતિની વાડી ખાતે.

**રાજપૂત જ્ઞાતિ :** સરસ્વતી સન્માન માટે માર્કશીટની ઝેરોક્ષ તા. ૩૧ સુધી સમાજવાડી, રાવલવાડી રિલોકેશન સાઇટ ખાતે સાંજે ૬થી ૭ વાગ્યા સુધી આપી જવી.

**કચ્છ જિલ્લા ગાયત્રી પરિવાર ટ્રસ્ટ :** પરિવારના પરિજનોના બાળકોના સરસ્વતી સન્માન અંગેના કાર્યક્રમ માટે પરિણામોની પ્રમાણિત નકલ તા. ૧૦-૮ સુધી દિનેશ દવે- ૨૦૪, હરિકૃષ્ણ એપાર્ટમેન્ટ જૂનાવાસ, માનકૂવા, (તા. ભુજ)ને મોકલવી.

**જિલ્લા શિક્ષણ અને તાલીમ ભવન :** વર્ષ ૨૦૧૨ માટે સી.આર.સી., બી.આર.સી., સંકુલ અને જિલ્લાકક્ષાના વિજ્ઞાન પ્રદર્શનના આયોજન માટેની બેઠક તા. ૩૦ના ૧૧ કલાકે જિલ્લા શિક્ષણ અને તાલીમ ભવન ખાતે. આ બેઠકમાં જિલ્લા શિક્ષણ અને તાલીમ ભવન, ભુજના પ્રાચાર્ય, જિલ્લા શિક્ષણાધિકારી અને જિલ્લા પ્રા. શિક્ષણાધિકારીઓ ઉપસ્થિત રહેશે.

**સમસ્ત મેઘવંશી મારવાડા સમાજ :** ધો. ૧૦ અને ૧૨માં ઘરબેઠા (ખાનગી ઉમેદવાર) પરીક્ષા આપવા માગતા વિદ્યાર્થીઓ-વિદ્યાર્થિનીઓ વિ.ને માર્ગદર્શન પૂરું પાડવા સંકલ્પ ટીમના સભ્યો તથા સમાજના શિક્ષણમાં રસ ધરાવતા સભ્યોની સભા તા. ૨૯ના સવારે ૧૦ કલાકે, રામદેવપીર મંદિર, રાવલવાડી ખાતે. સંપર્ક દેવેન્દ્ર મેરિયા-૯૯૧૩૩ ૫૨૨૦૯.

**નખત્રાણા : તા.ની માધ્યમિક શાળાઓ જોગ :** વર્ષ ૨૦૧૨-૧૩માં પ્રાથમિક ચિત્રકામ પરીક્ષા (એલીમેન્ટ્રી એકઝામ) અને માધ્યમિક ચિત્રકામ પરીક્ષા (ઇન્ટર મિડિયેટ એકઝામ) માટેના કોરા આવેદનપત્રો જે-તે શાળાના ચિત્રપરીક્ષાના ચાર્જ શિક્ષકે દિવસ-૨માં શેઠ કે.વી. સરકારી હાઇસ્કૂલમાં ડી.ઓ. પટેલ પાસેથી મેળવી લેવા.

**કોઠારા (અબડાસા) : આઇ.ટી.આઇ. :** વેલ્ડર ટ્રેડમાં ખાલી જગ્યા માટે ઓફલાઇન અરજીપત્રક તા. ૩૦ સુધી સ્વીકારાશે. ઇચ્છુક ઉમેદવારે આઇ.ટી.આઇ.નો સંપર્ક કરવો. સંપર્ક : ૦૨૮૩૧ ૨૮૨૦૦૧.

## આરોગ્યસેવા

**ભુજ : રાહતદરે શરીર તથા આંખની તપાસ :** સોમથી શનિ સવારે ૧૦થી ૧ ડો. આર.પી. પરમાર દ્વારા. સંપર્ક : મૈત્રી મેડિકલ સ્ટોર, લવકુશ એપાર્ટમેન્ટ, હોસ્પિટલ રોડ ખાતે-૨૨૫૮૫૬, ૯૪૨૯૦ ૮૨૮૫૬.

**નિઃશુલ્ક હોમિયોપેથિક સારવાર :** તા. ૨૯ના સવારે ૯.૩૦થી ૧૧ ડો. નિધિ જોશી દ્વારા બિલેશ્વર મહાદેવ મંદિર, માતુશ્રી ચાગબાઇ સુંદરજી સેજપાલ હોલ ખાતે સેવા. તા. ૫/૮ના કેમ્પ બંધ રહેશે.

**રતનશી ટોકરશી વોરા મેડિકલ ચેકઅપ સેન્ટર :** ફરતા આરોગ્યરથની સેવા શનિવારે ૯થી ૧૦ સંજોગનગર, ૧૦થી ૧૧ અંબાજી મંદિર પાસે, ૧૧થી ૧૨ ખ્વાજા ચોક, રહીમનગરી ડો. મોહન ગઢવી સેવા રાહતદરે. સંપર્ક : ૨૨૩૮૨૧, ૯૪૨૮૨ ૯૩૮૧૧. વેબસાઇટ "www.kvdbhuj.org."

**જાયન્ટ્સ ગ્રુફ ઓફ ભુજ :** કાયમી ધોરણે ચાલતા નિઃશુલ્ક ડેન્ટલ કેમ્પ અંતર્ગત હવે પછીનો ડેન્ટલ કેમ્પ તા. ૨૯ના સવારે ૯થી ૧૧ પટેલ ડેન્ટલ કિલનિક, વાણિયાવાડ સ્કૂલની બાજુમાં, એસ.ટી પાછળ. આ કેમ્પમાં ડો. વી.ડી. પટેલ તથા ડો. જિગર પટેલ દ્વારા મોઢું, દાંત તથા પેઢાંને લગતા રોગોનું પ્રાથમિક નિદાન તથા સારવાર તેમજ નબળા ધ્રૂજતા દાંત કાઢી અપાશે.

**સર્વ સેવા સંઘ ભુજ સંચાલિત એન્કરવાલા જનરલ હોસ્પિટલ :** સોમથી શુક્ર સવારે ૧૦થી ૧, સાંજે ૩થી ૫ ડો. સત્યમ ગણાત્રા (આંખના રોગ) દરરોજ બપોરે ૩થી ૬ ડો. અશ્વિન નાડકર્ણી (હાડકાંરોગ) દર્દીઓને તપાસી રાહતદરે ઓપરેશન કરી આપશે. સોમથી શુક્ર સવારે ૧૦થી ૧, ૩થી ૬ શનિવારે સવારે ૧૦થી ૧ ફિઝિયોથેરાપિસ્ટ ડો. પ્રવીર માંકડની સેવા, ડો. મૃગેશભાઇ બારડની ૨૪ કલાક ઇમરજન્સી સેવા, રાહતદરે ઓપરેશન તથા એમ્બ્યુલન્સ સેવા આર.એસ.બી.વાય. યોજના હેઠળ બી.પી.એલ. લાભાર્થીઓને મફત સેવા સંપર્ક (૦૨૮૩૪) ૨૨૩૦૪૭/૨૨૩૧૦૯.

**કબીર મંદિર સંચાલિત આરોગ્યસેવા કેન્દ્ર :** દર શનિવારે સાંજે ૫થી ૬ ડો. ખુશાલીબેન કબીરપંથી (ફિઝિયોથેરાપિસ્ટ) અસ્થિભંગ, સાંધાની પીડા, લકવાની પીડા, ચાલવામાં તકલીફ, વૃદ્ધા અવસ્થાની કળતર વિ.ના ઇલાજ માટે નિઃશુલ્ક સલાહ-સારવાર.

**એલ.એન.એમ. લાયન્સ હોસ્પિટલ :** તા. ૨૯ના હૃદયરોગની સારવાર માટે નિદાન કેમ્પ.

**જૈન શ્વે. તેરાપંથ સંઘ :** મહાશ્રમણજીના શિષ્યા અચલપ્રજ્ઞાજી દ્વારા 'પ્રેક્ષાધ્યાન' અંતર્ગત પંચ દિવસીય કાર્યશાળા વર્તમાન રોગોનું કારણ અને સરળ નિવારણ તા. ૩૦થી ૩-૮ સુધી રાત્રે ૯.૩૦થી ૧૦.૧૫ દરરોજ કાર્યશાળા, તેરાપંથ ભુવન, મહેરઅલી ચોક ખાતે. જેમાં તા. ૩૦ના ડાયાબિટીસ, ૩૧ વાયુવિકાર, ૦૧ બ્લડપ્રેશર, ૦૨ મોટાપો, ૦૩ કબજિયાત વિ. રોગોના નિવારણ માટે ઘરબેઠા ઉપાયનું પ્રાયોગિક પ્રશિક્ષણ અપાશે.

**અંજાર : પતંજલિ યોગ સમિતિ :** રામદેવજી મહારાજના વૈદ્ય (હરિદ્વાર) દ્વારા દર બુધ અને શુક્રવારે સાંજે ૫.૩૦થી ૮.૩૦ નિઃશુલ્ક નિદાન કરાશે. સંપર્ક દિનેશ ઠક્કર, સંયોજક પતંજલિ આરોગ્ય કેન્દ્ર, અભિષેક કોમ્પલેક્ષ, દેવળિયા નાકા, -૯૪૨૭૪ ૪૩૬૬૬.

**મુંદરા : રાયધણપર કચ્છ વિકાસ ટ્રસ્ટ, આંખની હોસ્પિટલ :** નેત્રનિદાન કેમ્પ તા. ૩૦ના સવારે ૧૦થી ૧ સુધી સુખપરવાસ પ્રા. શાળા, મુંદરા ખાતે. જેમાં નેત્રમણિવાળા ટાંકા વગરના મફત ઓપરેશન, તપાસ મફત, દવા-ગોળી, ટીપાં અને નંબરના ચશ્માં રાહતદરે અપાશે. સંપર્ક આચાર્ય જયેશભાઇ એન. -૯૪૨૭૧ ૮૬૦૪૪, સલીમભાઇ -૯૯૦૯૧ ૭૦૭૧૩.

**પ્રાગપર (તા. મુંદરા) : અહિંસાધામ : આપણે આપણા ખોરાકને ઓળખીએ :** કેન્સર, આર્થરાઇઝ, ડાયાબિટીસ, સોર્યાસીસ, હૃદય સંબંધી રોગોથી છુટકારો મેળવવા નિઃશુલ્ક માર્ગદર્શન, સંપર્ક દર શનિવારે સાંજે ૩થી ૫ વાગ્યે.

**દેશલપર : લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન :** તા. ૨૯ના સવારે ૯થી ૧૨ હોમિયોપેથિક નિઃશુલ્ક સારવાર કેમ્પ જેમાં ડો. પ્રેમજીભાઇ ગોગારીની સેવા.

# શબ્દ વ્યાયામ

**આડી ચાવી**

૧. ધર્મેન્દ્ર-તનુજાની ફિલ્મ, નિર્માતા-રાજ ખોસલા (૩)
૩. બ્લેકમેઇલ ફિલ્મની હીરોઇન, હીરો-અજય દેવગણ (૩)
૬. શાહરૂખખાનની ફિલ્મ, દિ. શિમિત અમીન (૬)
૮. બી. આર. ઇશારા નિર્દેશિત પરવીન બાબીની એક ફિલ્મ (૩)
૯. પ્યાસે પંછી નીલ ગગનમેં ગીત મિલન કે ગાયે, મુકેશનું આ ગીત ફિલ્મ પ્યાસે પંછીમાં પરદા પર રજૂ કરનાર ફિલ્મનો હીરો (૪)
૧૦. લારા દત્તા-અમિષા પટેલ અને જહોન અબ્રાહમને ચમકાવતી વિક્રમ ભટ્ટની ફિલ્મ (૩)
૧૧. ઊર્મિલા-અક્ષય ખન્નાની ફિલ્મ, આ નામની એક અન્ય ફિલ્મમાં રાજેશ ખન્ના અને હેમાએ કામ કર્યું હતું (૪)
૧૩. શાહીદ કપૂરની એક ફિલ્મ, સંગીતકાર-પ્રીતમ (૩)
૧૫. ગોવિંદા-રવિનાની ફિલ્મ (૩)
૧૬. અમિતાભ-રિતેશ દેશમુખની ફિલ્મ (૨)
૧૭. યશ ચોપ્રા નિર્દેશિત હેમામાલિની, મીનાક્ષી શેષાદ્રી અને રાજેશ ખન્નાની ફિલ્મ(૩)

**ઊભી ચાવી**

૧. લારા દત્તા-બોબી દેઓલ અને કરીનાની ફિલ્મ (૨)
૨. વિવેક ઓબેરોય-રાધિકા આપ્ટેની ફિલ્મ (૫)
૪. અમિતાભ બચ્ચનની ફિલ્મ, સંગીત-આર. ડી. બર્મન (૩)
૫. શાહરૂખખાનની ફિલ્મ, સંગીત-એ. આર. રહેમાન (૩)
૭. સૌદાગર ફિલ્મમાં અમિતાભની એક હીરોઇન (૩)
૮. કબીર કૌશિક દ્વારા નિર્દેશિત બોબી દેઓલની ફિલ્મ (૩)
૯. સાધનાને ચમકાવતી એ.વી.એમ. બેનરની ફિલ્મ, સંગીત-મદનમોહન (૪)
૧૦. અબ્બાસ મસ્તાન દ્વારા નિર્દેશિત અક્ષયકુમાર-કરીનાની ફિલ્મ (૪)
૧૨. સુનીલ દત્ત-વહીદા રહેમાનની ફિલ્મ, સંગીત : લક્ષ્મી-પ્યારે (૩)
૧૪. સાવન કી ઘટા ફિલ્મનો હીરો, હીરોઇન-શર્મિલા ટાગોર (૩)

-પ્રવીણ ઠક્કર

## નૂતન સ્વામિનારાયણ મંદિરે કાલે ધ્વજારોહણ ઉત્સવ

ભુજ, તા. ૨૭ : સ્વામિનારાયણ મંદિરના મહંત સ્વામી ધર્મનંદનદાસજી, સ્વામી પ્રેમપ્રકાશદાસજી, કોઠારી પાર્ષદ જાદવજી ભગત આદિ વડીલ સંતોની પ્રેરણાથી મંદિરના તમામ શિખરો પર ધ્વજારોહણ ઉત્સવ તા. ૨૯/૭ રવિવારે પુત્રદા એકાદશીના સવારે ૬-૩૦ વાગ્યે ઉજવણી કરાશે. ઉત્સવના યજમાનપદે પ્રેમજીભાઇ કાનજી ભુડિયા પરિવાર, ધનજીભાઇ લક્ષ્મણ (મિરજાપર), સાં.યો. કુંવરબાઇ વીરજી વરસાણી (સામત્રા) વિ. પરિવારો રહેશે તેવું કોઠારી સ્વામી દેવપ્રકાશદાસજી તથા સ્વામી દિવ્યસ્વરૂપદાસજીની યાદીમાં જણાવાયું હતું.

## મુંદરા અને પત્રીમાં ૩૧મીએ નિઃશુલ્ક નેત્રનિદાન કેમ્પ

મિરજાપર, તા. ૨૭ : નલિયા ગાયત્રી શક્તિપીઠ અને કે.સી.આર.સી. (કચ્છ અંધજન મંડળ) ભુજ દ્વારા તા. ૩૧/૭ના મુંદરા લોહાણા મહાજનવાડીમાં રઘુવંશી પરિવારના સહયોગથી સવારે ૧૦થી ૧ અને તાલુકાના પત્રી ગામે કુમાર શાળામાં બપોરે ૩થી ૬ નિઃશુલ્ક નેત્રનિદાન કેમ્પ યોજાશે જેમાં સ્થાનિકે દીપક ચોથાણી, રાજુભાઇ ચોથાણી, મુંદરા ગાયત્રી પરિવારના સભ્યો, જયંતીભાઇ સોનાગેલા લોકોનો સંપર્ક કરી વધુને વધુ યજ્ઞનો લાભ લે એવો પ્રયત્ન કરી રહ્યા છે એવું મેનેજિંગ ટ્રસ્ટી હરેશ આઇયાની યાદીમાં જણાવાયું હતું.

## વર્ધમાનનગરમાં કાલે ચારસો ઉપવાસની આરાધના કરાશે

વર્ધમાનનગર, તા. ૨૭ : ગુણોદયસાગરસૂરિશ્વરજી મ.સા., વીરભદ્રસાગરજી મ.સા. તથા આદિની નિશ્રામાં તા. ૨૯ના સવારે ૮-૩૦ કલાકે વર્ધમાનનગર ખાતે વીશ સ્થાનક મહાતપ આરાધના યોજાશે. જેનો લાભ દીપિકાબેન નિરંજન અમૃતલાલ શાહ તથા શીલાબેન શાંતિલાલ હેમરાજ શાહ પરિવારે લીધો છે. સાથે એક દિવસીય ૪૦૦ ઉપવાસની મહાઆરાધનામાં શ્રાવક-શ્રાવિકાઓ ઉમંગભેર જોડાશે. વિધિ-વિધાન હાર્દિકભાઇ શાહ (અમદાવાદ) કરાવશે તેવું ચાતુર્માસ સમિતિ અધ્યક્ષ તારાચંદભાઇ છેડા તથા મહેન્દ્રભાઇ શાહે જણાવ્યું હતું.

## આજનું પંચાંગ - ધરાદેવ

તારીખ : ૨૮-૦૭-૨૦૧૨, વાર : શનિવાર, તિથિ : શ્રાવણ સુદ ૧૦ (૨૦.૪૭ સુધી), વિક્રમ સંવત : ૨૦૬૮, શાલિવાહન શાકે : ૧૯૩૪, હિજરી તા. ૮-૯-૧૪૩૩, સૂર્યોદય : (ભુજ) આજે : ૬.૨૦, સૂર્યાસ્ત : (ભુજ) આજે : ૧૯.૩૮, સૂર્યોદય : (ભુજ) આવતીકાલે : ૬.૨૦, **-અશ્વત્થ મારુતિ પૂજન, વિંછુડો,** ચંદ્ર નક્ષત્ર : વિશાખા સ્ટા. ટા. ૬.૨૪ સુધી પછી ૨૮.૪૩થી જયેષ્ઠી, યોગ : શુકલ સ્ટા.ટા. ૧૪.૪૮ પછી બ્રહ્મ, કરણ : તૈતિલ સ્ટા.ટા. ૯.૫૯ સુધી, આજનો દિવસ સામાન્ય છે. ચંદ્ર રાશિ : વૃશ્ચિક (ન.ય.)

## માહે રમજાન

| શનિ તા. ૨૮ રોજો-૭ | રવિ તા. ૨૯ રોજો-૮ |
|---|---|
| ઇફ્તાર : ૭-૪૦ | સેહરી : ૪-૪૭ |

## આકાશવાણી

**તા. ૨૮-૦૭-૧૨ શનિવાર**

**સવારે :** ૬.૦૫ વિચારબિંદુ : શ્વાસ, ૬.૦૬ આરાધના, ૬.૩૦ અને ૧.૧૫ કૃષિમાહિતી : ટપક સિંચાઇ, ૬.૪૫ પ્રાસંગિક, ૭.૦૫ ઓલિમ્પિક રમતોત્સવનો અહેવાલ, ૭.૩૦ પ્રાદેશિક સમાચાર, ૮.૩૦ પ્રકૃતિ ગીતો, ૮.૫૦ ગીતસુધા, ૯.૧૫ મનોરંજન, ૯.૪૫ શાસ્ત્રીય સંગીત.

**બપોરે :** ૧૨.૦૦ ઓલિમ્પિક રમતોત્સવ કાર્યક્રમના અહેવાલનો ગુજરાતી અનુવાદ, ૧૨.૩૦ સહિયર, ૧.૩૦ જય ભારતી, ૨.૦૦ ચિત્રપટ સંગીત, ૨.૩૦ હિન્દી સમાચારનો સંકલિત કાર્યક્રમ, ૩.૦૦ ગીત ગુર્જરી, ૩.૧૫ કાફી.

**સાંજે :** ૫.૦૫ ગુલમહોર, ૫.૩૦ સિંધી કાર્યક્રમ, ૫.૪૫ ગુજરાતી ભજન, ૬.૩૦ યુવવાણી, ૭.૨૧ ગામ જો ચોરો, ૮.૦૦ ચિત્રપટ સંગીત, ૮.૩૦ હિન્દી સુગમ સંગીત : જશવિંદરસિંહ, ૯.૧૬ સાંપ્રત, ૯.૩૦ સંગીતનો અખિલ ભારતીય કાર્યક્રમ : બકુલ ચેટરજી-કંઠય.

પિયોણી નીલકંઠ આનંદ આશ્રમ ખાતે પીવાનાં પાણીની પાઇપલાઇનનું ખાતમુહૂર્ત કરાવતા અબડાસા ધારાસભ્ય જયંતીભાઇ ભાનુશાલી, બાજુમાં અગ્રણી નવીનભાઇ આઇઆ, ભાજપના આગેવાનો સહિત પાણી પુરવઠાના અધિકારીઓ. (તસવીર : નીતિન આંઠુ)

## અબડાસામાં નીલકંઠ આશ્રમ માટેની પાણીની પાઇપ લાઇનનું ખાતમુહૂર્ત

### એકાદ મહિનામાં કામ પૂર્ણ કરી લેવાની ખાતરી અપાઇ

નખત્રાણા, તા. ૨૭ : અબડાસા તાલુકાના વિખ્યાત નીલકંઠ આનંદ આશ્રમ ખાતે પીવાનાં પાણીની પાઇપ લાઇનનું ખાતમુહૂર્ત ધારાસભ્ય જયંતીભાઇ ભાનુશાલીના હસ્તે શ્રીફળ વધેરીને કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે ભાજપના રાજકીય અગ્રણીઓ, પદાધિકારીઓ, હોદ્દેદારો સહિત પાસેના ગામ કંઢાય, પિયોણી તેમજ રામપર રોહાના ગ્રામજનો સાથે ભાવિકો ઉપસ્થિત રહ્યા હતા.

નખત્રાણા તાલુકાના રામપર-રોહાના ટ્યુબવેલથી પિયોણી આશ્રમ સુધી અંદાજે ૬ કિલોમીટર સુધી પંદર લાખના ખર્ચે ૯૦ એમ.એમ. પી.વી.સી.ની પીવાના પાણીની પાઇપ લાઇન નાખવામાં આવશે તેમજ આ કામ એકાદ મહિનાના સમયમાં પૂરું કરવામાં આવશે તેવી માહિતી પાણી પુરવઠાના ના.કા.ઇ. એન.એસ. પટેલિયા, જે.બી. જાડેજા તેમજ આર.એમ. પરમારે આપી હતી.

પાણીના પાઇપલાઇનના ખાતમુહૂર્ત પ્રસંગે ભાજપ તાલુકા પ્રમુખ લાલજીભાઇ રામાણી, જિલ્લા પંચાયત બાંધકામ સમિતિના ચેરમેન પ્રદ્યુમનસિંહ જાડેજા, તાલુકા પંચાયત પ્રમુખ ભરતભાઇ સોમજીયાણી, ઉપપ્રમુખ ખેંગાર પબા રબારી, સરપંચ ડાહ્યાલાલ સેંઘાણી, ચંદનસિંહ રાઠોડ, ન્યાય સમિતિના ચેરમેન વસંતભાઇ વાઘેલા, ભરતભાઇ સોની, જયંતીભાઇ ભટ્ટ સહિત મોટી સંખ્યામાં ભાવિકો ઉપસ્થિત રહ્યા હતા. મંત્રોચ્ચાર સાથે કિશોરભાઇ જોષી દ્વારા ખાતમુહૂર્ત કરાવ્યું હતું.

## ભુજમાં આજે ગુરુ ગૌરવ દશમીના ઉત્સવની ઉજવણી કરાશે

ભુજ, તા. ૨૭ : ચંદ્રશેખર વિજયજી મ.સા.ની વિદાયને એક વર્ષ પૂર્ણ થવાના ઉપલક્ષમાં ભુજ શ્વે. મૂ.પૂ. તપગચ્છ જૈન સંઘ તથા આરાધના ભવન જૈન સંઘના સંયુકત ઉપક્રમે મુક્તિચંદ્ર વિજયજી મ.સા., મુનિચંદ્ર વિજયજી મ.સા., યશોવિજયજી મ.સા.ની નિશ્રામાં તા. ૨૮/૭ના ઉજવાશે.

આ પ્રસંગે સવારે ૭થી ૮.૩૦ લોહાણા મહાજનવાડી છછ ફળિયા ખાતે ગુણાનુવાદ મહાસભામાં શ્રદ્ધાંજલિ ગ્રંથનું વિમોચન, જૈન દેરાસર ઉપાશ્રય આદિના સ્ટાફનું પંડિતજી વિ.નું વિશિષ્ટ બહુમાન, મહાપ્રયાણ ૧૨.૩૯, જિનાલયોમાં સામૂહિક ચૈત્ય વંદન ૧૨.૧૫થી ૧૨.૪૦ સુધી, ઘંટનાદ અને શંખનાદ, સામૂહિક આયંબીલ તથા બે જિનાલયોમાં પંચકલ્યાણક પૂજા તેમજ વિવિધ ધાર્મિક કાર્યો કરતાં આયંબીલ તથા અનુકંપાદાનના લાભાર્થી માતુ શ્રી દિવાળીબેન મણિલાલ હરચંદ પરિવાર તથા પંચકલ્યાણક પૂજાનો લાભ માતુ શ્રી જ્યોતિબેન એ.ડી. મહેતા પરિવારે લીધો છે.

## માધાપરની શાળામાં દાતાઓના સહયોગથી ક્રિડાંગણનું ઉદ્‌ઘાટન

માધાપર (તા. ભુજ), તા. ૨૭ : અહીંની રામનગરી પ્રાથમિક શાળામાં દાતાઓના સહયોગથી બાલ ક્રિડાંગણનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું હતું.

નવાવાસ ગ્રામ પંચાયતના સરપંચ અરજણ ભુડિયાના અધ્યક્ષસ્થાને યોજાયેલા સમારંભમાં તા. કારોબારી ચેરમેન હિતેશ ખંડોલ, જિ.પં. સદસ્ય જયંત માધાપરિયા, એસએમસીના અધ્યક્ષ લખમણભાઇ ભરવાડ, ઉપસરપંચ નારણભાઇ ભુડિયા, સહજાનંદ રૂરલ ડેવ. ટ્રસ્ટના વિનોદ કેવડિયા, પ્રાર્થના હોલના દાતા સામજીભાઇ માસ્તર, હોડી રાઇડ્‌સના દાતા રાજીવભાઇ શેઠિયા, થ્રી ઇન વન રાઇડ્‌સના દાતા નીતિનભાઇ ઠક્કર, પારલે પ્રા.લિ.ના આસિ. ઓફિસર વીરેન ગોર, આઇસીડીએસ સુપરવાઇઝર કાશ્મીરાબહેન રાઠોડ, રામનગરી વિકાસ મંડળના પ્રમુખ ધનજીભાઇ સુથાર અને સ્થાનિક અગ્રણી શિવજીભાઇ ભરવાડ વગેરે ઉપસ્થિત રહ્યા હતા.

## ભુજમાં આજે આરોગ્ય પરીક્ષણ કેમ્પ

ભુજ, તા. ૨૭ : કુંભાર જમાતવાડી દાદુપીર રોડ, વોર્ડ નં. ૩ ખાતે સવારે ૯.૩૦થી ૧૨.૩૦ વાગ્યા દરમિયાન આરોગ્ય પરીક્ષણ કેમ્પ યોજાશે. જેમાં ડો. એન.કે. થ્વાઇટ, ડો. ભરત વાસાણી, ડો. જગદીશ ભુવા, ડો. પૂજા જોષી, કુ. શેતલ જોષી, સમા શમીમ, શાહ કામિની, ગ્રિષ્મા ઠક્કર વિ. સેવા આપશે.

## આપની આજ

**મેષ (અ.લ.ઈ.) :** આજે તમે સાંસારિક બાબતો બાજુ પર રાખીને આધ્યાત્મિકતા તરફ વળશો. ગૂઢ રહસ્યમય વિદ્યાઓ તરફ વિશેષ આકર્ષણ રહે. ઉંડુ ચિંતન મનન આપને અલૌકિક અનુભૂતિ કરાવશે. ઓચિંતો ધનલાભ થાય.

**વૃષભ (બ.વ.ઉ.) :** ગણેશજીના આશીર્વાદથી આપ ગૃહસ્થજીવન અને દાંપત્યજીવનમાં સુખ શાંતિનો અનુભવ કરશો. પરિવારના સભ્યો અને નિકટના દોસ્તો સાથે ઉત્તમ ભોજન લેવાનો અવસર મળે. ધનલાભ થાય.

**મિથુન (ક.છ.ઘ.) :** ગણેશજીની કૃપાથી આજે આપના અધૂરા કાર્યો પૂરા થશે. તેમજ કાર્યમાં સફળતા અને યશની પ્રાપ્તિ થશે. ઘરમાં શાંતિ અને આનંદનું વાતાવરણ આપના મનને પ્રસન્ન રાખશે. તંદુરસ્તી જળવાશે. આર્થિક લાભ થાય.

**કર્ક (ડ.હ.) :** દિવસનો પ્રારંભ ચિંતા અને ઉદ્વેગ સાથે થશે, સાથે સાથે આરોગ્યની ફરિયાદ પણ રહેશે. નવું કાર્ય શરૂ કરવા માટે દિવસ યોગ્ય નથી. આકસ્મિક ધનખર્ચ થાય. યાત્રા પ્રવાસમાં મુશ્કેલી નડશે.

**સિંહ (મ.ટ.) :** નકારાત્મક વિચારો હતાશા જન્માવશે. શારીરિક, માનસિક રીતે અસ્વસ્થતા અનુભવાય. ઘરમાં વિસંવાદિતાનું વાતાવરણ રહે. માતા સાથે મતભેદ થાય અથવા તેની તંદુરસ્તી બગડે. જળાશયથી સાચવવું.

**કન્યા (પ.ઠ.ણ.) :** આજે કોઇપણ અવિચારી પગલું ભરવાથી અટકજો. જો કે કાર્યમાં સફળતા તો તમને મળશે જ. હરીફોને પણ તમે હંફાવી શકશો. ભાઇભાંડુઓ અને પાડોશીઓ સાથેના સંબંધો સારા રહે. આર્થિક લાભ મળે.

**તુલા (ર.ત.) :** આપે જકકી વલણ છોડીને સમાધાન ભર્યું વલણ રાખવું. આપની અનિયંત્રીત વાણી કોઇને મનદુઃખ કરાવે તેવી શકયતા છે. દ્વિધામાં અટવાયેલું મન આપને કોઇ ચોકકસ નિર્ણય પર નહીં આવવા દે.

**વૃશ્ચિક (ન.ય.) :** તન અને મનથી ખુશ તેમજ પ્રફુલ્લિત રહેશો. કુટુંબીજનો અને મિત્રો સાથે ઉત્તમ ભોજન, પ્રવાસ કે મિલન મુલાકાતના પ્રસંગો બને. જીવનસાથી જોડે ગાઢ આત્મિયતાનો અનુભવ થાય. આર્થિક લાભ થાય.

**ધન (ભ.ફ.ધ.ઢ.) :** ગણેશજીના અભિપ્રાય મુજબ આપનો આજનો દિવસ થોડો કષ્ટદાયક રહેશે. આરોગ્ય બગડશે. કુટુંબના સભ્યો સાથે રકઝકના કારણે મનદુઃખ થાય પરિણામે માનસિક રીતે પણ આપ અસ્વસ્થ રહેશો.

**મકર (ખ.જ.) :** સામાજિક ક્ષેત્રે નોકરી ધંધામાં અને અન્ય ક્ષેત્રોમાં આજનો દિવસ લાભદાયી રહેશે. મિત્રો સગાં સંબંધીઓ સાથે મળવાનું અને બહાર જવાનું થાય. માંગલિક પ્રસંગોમાં હાજરી આપવાનું બને.પત્ની અને પુત્રથી લાભ થશે.

**કુંભ (ગ.સ.શ.) :** ગણેશજીની કૃપાથી આપના દરેક કાર્યો વિના અવરોધે પાર પડશે. જેથી આપ ખુશ રહેશો. નોકરી વ્યવસાયના સ્થળે પરિસ્થિતિ સાનુકૂળ રહેશે અને કાર્યમાં સફળતા મળશે. ગૃહસ્થજીવનમાં આનંદ રહે.

**મીન (દ.ચ.ઝ.થ.) :** નકારાત્મક વિચારો મન પર હાવિ ન થઇ જાય તેનો ખ્યાલ રાખવો માનસિક અસ્વસ્થતા આપને પરેશાન કરશે. આરોગ્ય અંગે ફરિયાદ રહે. નોકરીમાં ઉચ્ચ અધિકારીઓ સાથે સાચવીને કામ લેવું.

## ટીવી પરદે આજનું રૂપેરી રંજન

યુ ટીવી મૂવીઝ પર રાત્રે નવ કલાકે થેન્ક યુ.

**ઝી ટીવી :** ૫.૦૦-વિવાહ, **ઝી કલાસિક :** ૯.૦૦-અલીબાબા મારજીના, ૧૨.૩૦-મધર ઇન્ડિયા, ૪.૩૦-હીરો, ૭.૩૦-સીતા ઔર ગીતા, ૧૧.૧૫-દસ લાખ, **ઝી સિનેમા :** ૭.૩૦-મસ્તી એક્સપ્રેસ, ૨.૦૦-હેરાફેરી, ૫.૩૦-ઓમ શાંતિ ઓમ, ૯.૦૦-ધમાલ, **યુ ટીવી મૂવીઝ :** ૮.૩૦-લીથલ વેપન ફોર, ૧૨.૦૦-જન્નત, ૬.૦૦-રિટર્ન ઓફ વાસ્તવ, ૯.૦૦-થેન્ક યુ, **સ્ટાર મૂવીઝ :** ૯.૩૦-હોમ એલોન થ્રી, ૧૧.૩૦-સ્પીડ, ૨.૦૦-૨૦૧૨, ૫.૦૦-સ્પીડ-યુ : ક્રુઝ કન્ટ્રોલ, ૭.૦૦-પિરાન્હા થ્રીડી, ૯.૦૦-કરાટે કીડ, ૧૧.૩૦-સ્ટારશિપ ટ્રુપર્સ.

realpatidar.com

# મરણનોંધ

**ભુજ : કચ્છી બ્રહ્મક્ષત્રિય કિરણભાઇ ભાણજી** (ઉ. વ. ૪૭) તે સ્વ. ભાણજી ખટાઉ છાટબાર મૂળ ધાવડા હાલે ભુજના પુત્ર, માલતીબેન (લક્ષ્મી)ના પતિ, જયંતીલાલ રામજી ટાટારિયા (નખત્રાણા)ના જમાઇ, સ્વ. નારાણજી ગોપાલજી લિયા (માંડવી)ના દોહિત્ર, ભાવિન, ફોરમ, પ્રીતિના પિતા, હરેશ, સુરેશ, કૌશિકના મોટા ભાઇ, ભરત ખટાઉ છાટબારના ભત્રીજા તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. ઉઠમણું તા. ૩૦-૭ના સાંજે ૪થી ૫ વાગ્યે દશનામ ગોસ્વામી વાડી, ભુજ ખાતે. મોસાળપક્ષ, સાસરાપક્ષ તથા નાનાણાપક્ષ તરફથી સાથે (લૌકિક વ્યવહાર બંધ છે).

**ભુજ :** મૂળ ભદ્રેશ્વર (તા. મુંદરા)ના **હિંમતસિંહ પ્રેમસિંહ જાડેજા** (ઉ. વ. ૮૩) તે વિજયાબાના પતિ, ઇન્દ્રસિંહ, નરેન્દ્રસિંહ, પ્રદ્યુમનસિંહના પિતા, હિતેન્દ્રસિંહ, મયૂરસિંહ, ભગીરથસિંહ તથા રાજવીરસિંહના દાદા, યુવરાજસિંહના પરદાદા તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. પ્રાર્થનાસભા તા. ૩૦-૭ સોમવારે સાંજે ૪થી ૫ ભાઇઓ માટે ગાયત્રી મંદિર વ્યાયામશાળા પાસે તથા બહેનો માટે નિવાસસ્થાન આશાપુરા સોસાયટી મકાન નં. ૨૦, ભુજ ખાતે.

**ભુજ : સદાશંકર હરજીવન ત્રિપાઠી** ((ઉ. વ. ૯૩) (ભૂતપૂર્વ આચાર્ય, ઓલ્ફ્રેડ હાઇસ્કૂલ) તે સ્વ. ગુણવંતીબેનના પતિ, બાલેન્દુભાઇ, ડો. શૈલેશભાઇ (સીએચસી- દયાપર), સુમનબેન જાની, કુસુમબેન (નિવૃત્ત નાયબ મામલતદાર- ભુજ)ના પિતા, સ્વ. જયશંકર, સ્વ. નંદશંકર, સ્વ. મૂળશંકર તથા જયંતીલાલના ભાઇ, કીર્તિભાઇ (નિવૃત્ત આચાર્ય- મોથાળા), શિરીષભાઇ, દિલીપભાઇ તથા ભરતભાઇ (શેઠ વી. ડી. હાઇસ્કૂલ)ના મોટા કાકા, વિશાલ, ડો. તેજશ, સાગર અને જયના દાદા, હેતલ, જિજ્ઞેશ, પૂજા, ભૂમિના નાના તા. ૨૬-૭ના અવસાન પામ્યા છે. પ્રાર્થનાસભા તા. ૨૮-૭ શનિવારે પડદાભિટ્ટ હનુમાન મંદિર, ભુજના ચોગાનમાં સાંજે ૫-૩૦થી ૬-૩૦ વાગ્યે.

**ગાંધીધામ : ભાનુશાલી લક્ષ્મીબેન રામજીભાઇ મંગે** (ઉ. વ. ૫૪) મૂળ ઐડા હાલે મુંબઇ તે મંગલદાસ ચત્રભોજ જોયસર (ઐડા)ના પુત્રી, મેઘજી મંગલદાસ, દામજી (મહામંત્રી, બીજેપી- ગાંધીધામ), શંકરલાલ, પરષોત્તમ વીરજી જોયસર, શિવજી વિશ્રામ, અરવિંદના બહેન, રાજેશના માતા તા. ૨૬-૭ના અવસાન પામ્યા છે. પ્રાર્થનાસભા તા. ૨૮-૭ શનિવારે સાંજે ૫થી ૬ ભાનુશાલી પ્લોટ, અંબેધામ જનતા કોલોનીની સામે, ગાંધીધામ ખાતે.

**આદિપુર :** મૂળ સતાપર (તા. અંજાર)ના **માતા વાસણ વસ્તા આહીર** (ઉ. વ. ૮૧) તે સ્વ. સવા વસ્તા, સ્વ. કાના, દાના ખેંગાર, ઉગમશી કરસનના ભાઇ તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે.

**માંડવી : હુસેન હાજી હારૂન ભોલીમ** (ઉ. વ. ૮૧) તે મામદ, કાસમ, જુસબના ભાઇ, મુસ્તાક, રમજાન, શોકત, ફિરોજના મોટા બાપા તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. વાયેઝ તથા જિયારત તા. ૨૯-૭ના સાંજે ૬-૩૦થી ૭-૩૦ વાગ્યે મસ્જિદે રહેમાનિયામાં, તબેલા ફળિયા ખાતે.

**ભચાઉ : બહાદુરસિંહ ભૂરાજી જાડેજા** (ઉ. વ. ૬૮) (માજી સભાપતિ-ભચાઉ નગર પંચાયત) તે રણજિતસિંહ, સ્વ. કેશુભાભાઇ (ભચાઉ તા.પં.ના માજી પ્રમુખ), સ્વ. જોરૂભાભાઇના નાના ભાઇ, વનરાજસિંહ (પ્રમુખ કચ્છ યુવા રાજપૂત સંઘ), કીર્તિસિંહ, જયરાજસિંહ, ભરતસિંહ (પ્રમુખ, ભચાઉ શહેર ભાજપ), મોહનસિંહ, પ્રવીણસિંહ, કનકસિંહ, સ્વ. બળવંતસિંહ, વિક્રમસિંહ જાડેજાના કાકા, વીરેન્દ્રસિંહ (શાસકપક્ષના નેતા, ભચાઉ નગરપાલિકા), મહાવીરસિંહ (મહામંત્રી, કિસાન મોરચો), ધર્મેન્દ્રસિંહ (પ્રમુખ, ભચાઉ તાલુકા પંચાયત)ના પિતા, પ્રતાપસિંહ, રાજેન્દ્રસિંહ, અર્જુનસિંહ, રવિરાજસિંહ, નિર્મળસિંહ, સૂરજસિંહ, સંદીપસિંહ, જયપાલસિંહ, હરપાલસિંહ, કુલદીપસિંહ, જયદીપસિંહ, પ્રતિપાલસિંહ, હરદીપસિંહ, ધ્રુવપાલસિંહ, ઓમદીપસિંહના દાદા, કરેડા, (તા. ઘોઘા, જિ. ભાવનગર)વાળા પ્રભાતસિંહજી નવલસિંહજી ગોહિલના જમાઇ, સ્વ. કપિલસિંહ ગજુભા રાણા, વાઘેલા અશોકસિંહ જટુભાના સસરા તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. લૌકિક વ્યવહાર મોમાય માતાજી મંદિર, દરબારગઢ ખાતે.

**મુંબઇ :** મૂળ સાંધવના **મૂળજીભાઇ રાઘવજીભાઇ લોડાયા** (ઉ. વ. ૭૪) તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. પ્રાર્થનાસભા તા. ૨૯-૭ના બપોરે ૨થી ૩-૩૦ સુધી યોગી સભાગૃહ સ્વામીનારાયણ મંદિરની પાછળ, દાદર ઇસ્ટ સ્ટેશન, મુંબઇ-૧૪ ખાતે.

**મિરજાપર (તા. ભુજ) : મ.ક.સ.સુ. સાકરબેન કાનજી મોઢ** (ઉ. વ. ૭૫) તે સ્વ. કાનજી મોરારજીના પત્ની, ભારતીબેન, રમીલાબેન, બિપિનના માતા, સ્વ. મૂળજીભાઇ, સ્વ. કુંવરજીભાઇ, સ્વ. નારાણજીભાઇના ભાભી, પરાગ, કિંજલના દાદી, અલ્પાબેનના સાસુ, સ્વ. શિવજી લાલજી સોલંકીના પુત્રી, સ્વ. મોહનલાલના બહેન, મહેશ, હરેશ, અભિનવ, રાજેશ, ભરતના મોટી મા, સંજય, મહેશ, હિતેશ, દીપેશના નાની તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. સાદડી તા. ૨૮-૭ શનિવારે નિવાસસ્થાને યક્ષ મંદિર, મિરજાપર ખાતે ૫થી ૬ વાગ્યે ભાઇઓ તથા બહેનોની સાથે.

**જાંબુડી (તા. ભુજ) : કુંભાર શકીનાબેન દાઉદ** (ઉ. વ. ૭૦) તે મ. દાઉદ જુસાના પત્ની, લઘુભાઇના બહેન, જુમા, અયુબ, હુસેન, આમદ, સારાબેન, બાંયાબેન, ફકીરમામદ, આઇશાબેનના માતા તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. જિયારત તા. ૨૯-૭ સાંજે ૬ વાગ્યે દાદામિયાંના નિવાસસ્થાને.

**ભારાપર (તા. ભુજ) : રાયમા શોકત સિધિક** (ઉ. વ. ૪૭) તે મ. સિધિક સુલેમાનના પુત્ર, જુસબ તથા અબ્દુલા (દેના ગુજરાત ગ્રામીણ બેન્ક- ભુજ)ના ભાઇ, રાયમા ઉંમર હારૂન (ગુંદાલા)ના મોટા જમાઇ, ઇબ્રાહીમ ઇશાક, અબ્દુલ્લ ઇસ્માઇલ (સુખપર)ના સાળા, કાસમ સુલેમાન (ભચુભા) (અંજાર)ના ભત્રીજા, જુનેદના પિતા તા. ૨૬-૭ના અવસાન પામ્યા છે. વાયેઝ-જિયારત તા. ૨૯-૭ રવિવારે સાંજે ૬ વાગ્યે મેમણ જમાતખાના, ભારાપર ખાતે.

**ધમડકા (તા. અંજાર) : જાડેજા લીલાબા** (ઉ. વ. ૮૦) તે સ્વ. વેલુભા કાથડજીના પત્ની, મહિપતસિંહ, સબુભા, સ્વ. દસુભા, મહેન્દ્રસિંહ, વિક્રમસિંહના માતા તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. લૌકિકક્રિયા નિવાસસ્થાને.

**દુર્ગાપુર-નવાવાસ (તા. માંડવી) : નેણબાઇ શિરોખા** (ઉ. વ. ૭૦) તે ગાંગજી માણશી શિરોખા (ભજનિક), કાંતિલાલ, રામલાલ, કમલેશ (સરપંચ, દુર્ગાપુર), મુકેશ, લક્ષ્મીબેન ધનજી શિંગરખ્યા, મંજુલાબેન વિજય ચુંઇયા, હીરબાઇ બાનાલાલ જરના માતા, નાથાલાલ (મુંબઇ), મુમલબેન અશોકભાઇ (મુંદરા)ના કાકી, રમેશભાઇ મહેશ્વરી (ધારાસભ્ય, મુંદરા)ના મામી, હીરજીભાઇ આયડી, ખેતશીભાઇ આયડી (રામાણિયાવાળા ગૃહપતિ-માંડવી), પરેશ, જિતેન્દ્ર, અનિલ, બિપિન, સુજલના દાદી, જેન્તીલાલ, મયૂર (મુંદરા), ભાવના (દુર્ગાપુર)ના નાની, આર્યન, પ્રાચી, અવનિના મોટી નાની તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. ધાર્મિકવિધિ તા. ૨૮-૭ના કોઠ (આગરી) તા. ૨૯-૭ના ઘડાઢોળ (પાણિયારો) નિવાસસ્થાને ઇંદિરાનગર, દુર્ગાપુર ખાતે.

**બગડા (તા. મુંદરા) : ગોયલ વિશનજી રાઘુ ઉર્ફે બુધાભાઇ** (ઉ. વ. ૬૧) તે રાંભીબેનના પતિ, રામજીભાઇ, પાંચાભાઇના ભાઇ, ગોપાલ, રાજેશ, રાહુલ, મેહુલના દાદા તા. ૨૬-૭ના અવસાન પામ્યા છે. સાદડી નિવાસસ્થાને.

**દેવપર-યક્ષ (તા. નખત્રાણા) : રતનબેન રવજી ભીમાણી** (ઉ. વ. ૭૦) તે ગંગદાસ ખીમજીના પુત્રવધૂ, રવજી ગંગાદાસના પત્ની, જેન્તીભાઇ, હરિભાઇ, રતિલાલ, મનસુખભાઇ, સવિતાબેન (આણંદપર)ના માતા, યોગેશ, દિલીપ, પરેશ, સુરેશ, ખુશાલ, નેનાબેન (ઢોલ), સંગીતાબેન (વિથોણ)ના દાદી તા. ૨૬-૭ના અવસાન પામ્યા છે. સાદડી નિવાસસ્થાને.

**ગંગોણ (નાની) (તા. નખત્રાણા) : ગોહિલ નારાણજી દાદુજી** (ઉ. વ. ૮૦) તે સવુભા, વિજયરાજસિંહ, રામુબાના પિતા, વેસલજી ખાનુભા, બાઇબા (માંડવી)ના ભાઇ, ચંદુભા, રાજુભા, રતનજી, વિરમજી, હરિસિંહ, કારૂભા ગોહિલ (પત્રકાર)ના કાકા તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. સાદડી નિવાસસ્થાને.

**પાનધ્રો : સથવારા વિશ્રામ સામજી** (ઉ. વ. ૫૦) તે સ્વ. સામજી વાલજીના નાના પુત્ર, પ્રેમજી દાના સથવારા બુઢારમોરાના જમાઇ, વેલજી ભીમજી (લાખિયારવીરા)ના ભાણેજ, હરેશના પિતા તા. ૨૬-૭ના અવસાન પામ્યા છે. સાદડી પાનધ્રો ખાતે નિવાસસ્થાને.

**સમાણીવાંઢ (તા. રાપર) :** હાલે ગાગોદર **વાળંદ રામુબેન** (ઉ. વ. ૭૦) તે રણછોડ ભીખાના પત્ની, ખેતશી, કેશુ, લખમીબેન અને પાર્વતીબેનના માતા, અમૃતબેન અને દક્ષાબેનના સાસુ, હીરલ, અમિત, કાજલ અને ભવ્યના દાદી, બાબુ ભીખાના ભાભી, કાનજી ગોવિંદના કાકી, જેન્તી, જયસુખ, જિતેન્દ્ર, હિતેશના મોટા બા તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે.

**હમીરપર નાની (તા. રાપર) : કાશીબેન રતનગર ગોસ્વામી** (ઉ. વ. ૭૪) તે સ્વ. રતનગર હીરાગરના પત્ની, મોહનગર, ચતુરગર, નયનગર તથા જયાબેનના માતા, ગીતા, ઇલા અને ચંદ્રિકાના નાની, માયાગરના કાકી, શાંતિગર અને જગદીશગરના દાદી તા. ૨૬-૭ના અવસાન પામ્યા છે. પૂજનવિધિ તા. ૩-૮ના નિવાસસ્થાને હમીરપર ખાતે.

**પદમપર (તા. રાપર) : રાતડિયા માનાબેન બાઉ** (ઉ. વ. ૬૫) તે બાઉ દાનાના પત્ની, જગદીશ, વિશન, કેસરબેનના માતા, દેવરાજના ભાભી, નોર બાબુભાઇ જંગદાસના સાસુ તા. ૨૭-૭ના અવસાન પામ્યા છે. લૌકિકક્રિયા નિવાસસ્થાને.

## ભીમાસરના અગ્રણીના અવસાનથી શોક

ભીમાસર (તા. અંજાર), તા. ૨૭ : જનસંઘ અને ભાજપના વરિષ્ઠ આગેવાન ધમાબાપાનું અવસાન થતાં ભીમાસર તથા અંજારમાં શોકની લાગણી ફેલાઇ હતી.

તેમના અવસાનથી ગામે તેમજ ભાજપને ખોટ પડી હોવાનું જણાવી કચ્છ જિલ્લા ભાજપ પ્રમુખ જયંતીભાઇ, રાજ્યમંત્રી વાસણભાઇ, પ્રદેશમંત્રી અરજણભાઇ રબારી, જિલ્લા પંચાયત પ્રમુખ ત્રિકમભાઇ, સાંસદ પૂનમબેન, ધારાસભ્ય નીમાબેન, રમેશભાઇ મહેશ્વરી, ધનજીભાઇ સેંઘાણી, પંચાયત પ્રમુખ ખેંગારભાઇ, ગામના આગેવાનોએ શ્રદ્ધાંજલિ અર્પી હતી.

## ચોબારીના વેપારીનું અવસાન થતાં બંધ પાળી અંજલિ અપાઇ

ચોબારી, તા. ૨૭ : ભચાઉ તાલુકાના આ ગામે રહેતા અને કરિયાણાની દુકાન ધરાવતા કનૈયાલાલ નરભેરામ પૂજારા ઠક્કરનું ૫૦ વરસની વયે નિધન થતાં ગામમાં શોકની લાગણી ફેલાઇ હતી.

સૌની સાથે આત્મીયતા ધરાવનાર અને મળતાવળો સ્વભાવ અને શાંત વેપારી તરીકેની છાપ ધરાવનાર આ વેપારીના નિધનથી ગામ બંધ પાડીને સદ્ગતની સ્મશાનયાત્રામાં જોડાયું હતું.

## શ્રદ્ધાંજલિ/પ્રાર્થનાસભા

જીવન એવું જીવી ગયા કે જોનારા જોયા કરે, કર્મ સદા એવા કર્યા કે સૌના હૃદયમાં ગુંજ્યા કરે... ધર્મ કદી ભૂલ્યા નહીં, વ્યવહાર કદી ચૂક્યા નહીં, સુખ-દુઃખમાં સદા હસતાને હસાવતા રહ્યા... આપના સ્નેહભર્યા સ્વભાવની મીઠી સુવાસ તથા આદર્શો અને સિદ્ધાંત સદાય અમારા હૈયે રહેશે. ઇશ્વર આપના દિવ્ય આત્માને શાંતિ આપે એવી પ્રભુ પાસે પ્રાર્થના...
ૐ શાંતિ... શાંતિ... શાંતિ...

**સ્વ. લાડુબેન કચરાભાઇ માલસતર (ઉ.વ. ૯૪)**
સ્વ. તા. ૨૬-૦૭-૨૦૧૨, અંજાર

સદ્ગતની લોકાઇ તા. ૨૮-૭-૧૨, શનિવારે સવારે ૧૦ થી ૧૧, પથારી તા. ૨૮-૭-૧૨, શનિવારે બપોરે ૩ થી ૪ તથા તા. ૨૯-૭-૧૨ રવિવારના સાંજે ૫ થી ૬ તેમના નિવાસ સ્થાન, પટેલવાડી, વીડી રોડ, સવાસર નાકા, અંજાર મધ્યે રાખેલ છે.

:: શોકમગ્ન ::
સ્વ. કચરાભાઇ પેથાભાઇ માલસતર (પતિ)
માવજીભાઇ, મણીબેન, સ્વ. વલુબેન, સ્વ. લક્ષ્મીબેન, બકુલાબેન, જોસનાબેન, હેમલતાબેન (પુત્ર-પુત્રીઓ)
ઉપેન્દ્ર, નરેન્દ્ર, જીતેન્દ્ર, ઉર્મિલાબેન (પૌત્રા-પૌત્રી)
યજ્ઞ, ઉર્વશી, મહેન્દ્ર, મહેક, હાર્દિકા, જોગીની (પરપૌત્રાઓ)
**સમસ્ત માલસતર પરિવારના જયશ્રી કૃષ્ણ**
ફર્મ : હાર્દિક એન્ટરપ્રાઇઝ, દબડા, અંજાર (કચ્છ)

## શ્રદ્ધાંજલિ

**સ્વ. માતા વાસણ વસ્તા આહિર**
(ઉ.વ.૮૧)
સ્વ.તા.૨૭-૭-૧૨ (મૂળગામ: સતાપર, હાલે : આદિપુર)

અમારા પરિવારના વટવૃક્ષ સમા વડિલનું તા. ૨૭-૭-૧૨ના અવસાન થયેલ છે. ઇષ્ટદેવ શ્રી કૃષ્ણભગવાન તથા ચામુંડા માતાજી તેમના આત્માને શાંતિ અર્પે એજ પ્રાર્થના.

: શોકાતુર :
- સ્વ.માતા સવા વસ્તા આહિર-ભાઇ
- સ્વ.માતા કાના વસ્તા આહિર-ભાઇ
- માતા દાના ખેંગાર આહિર-ભાઇ
- માતા ઉગમશી કરશન આહિર-ભાઇ

## હોસ્પિ. રોડના ધંધાર્થીઓની ન્યાય માટે કલેક્ટરને ધા

ભુજ, તા ૨૭ : હોસ્પિટલ રોડનું કામ શરૂ થવાના પગલે હટાવાયેલા લારી-ગલ્લાના ધંધાર્થીઓએ રોજીરોટી માટે જિલ્લા કલેક્ટર સમક્ષ ધા નાખી છે.

હોસ્પિટલ રોડ લારી-ગલ્લા કેબિનધારક એસો. દ્વારા કામ શરૂ થવાના કારણે હટાવાયેલા શ્રમજીવીઓ પ્રત્યે અપનાવાતા વહીવટી તંત્રના વલણ સંદર્ભે દુઃખ વ્યક્ત કરતાં કોઇ ગુનેગાર જેવો વર્તાવ થઇ રહ્યો હોવાની ફરિયાદ કરી છે. પોતે શહેરના વિકાસમાં સહભાગી થવા તૈયાર છે તેવું જણાવતાં આ શ્રમજીવીઓએ કામ પૂરું થયે મૂળ જગ્યાએ ધંધો કરવાની ખાતરી આપવા રજૂઆત કરી છે. હાલે બેરોજગાર બનેલા આ ધંધાર્થીઓએ સુધરાઇનો કર ભરવા, નીતિ વિષયક નિર્ણયમાં સામેલ કરવાની પણ માંગ કરતાં ૧૦ દિવસમાં ન્યાય નહીં મળે તો ગાંધીચીંધ્યા માર્ગે આંદોલન કરવાની ચીમકી પણ આપી છે.

વરસાણામાં નેત્રનિદાન કેમ્પનું દીપ પ્રાગટ્ય કરતા અગ્રણીઓ અને આયોજકો.

## વરસાણા ગામે નેત્રનિદાન કેમ્પનો જરૂરતમંદ ૩૧૭ જણે લાભ ઉઠાવ્યો

વરસાણા, તા. ૨૭ : કચ્છ વિકાસ ટ્રસ્ટ, રાયધણપર આંખની હોસ્પિટલ અને બાલાજી કોક ઇન્ડસ્ટ્રીઝ દ્વારા ગામના સરપંચ અનિરુદ્ધસિંહ જાડેજાની આગેવાની હેઠળ આ ગામના કોમ્યુનિટી હોલમાં નેત્રરોગ નિદાન કેમ્પ યોજાયો હતો. જેમાં કુલ ૩૧૭ દર્દીઓની પ્રાથમિક તપાસ કેમ્પના સ્થળ પર જ કરવામાં આવી હતી.

**શસ્ત્રક્રિયાઓ કરવા સાથે દવા અને ટીપાંનું વિતરણ**

જરૂતરિયાતમંદ દર્દીઓને દવા, ટીપાં, ચશ્માં તેમજ ઓપરેશનનો તમામ આર્થિક સહયોગ બાલાજી કોક ઇન્ડસ્ટ્રીઝ તરફથી આપવામાં આવ્યો હતો. ઓપરેશનલાયક દર્દીઓને ઓપરેશન માટે કેમ્પ પૂરો થયા પછી ટ્રસ્ટના વાહન મારફત રાયધણપર મુકામે આંખની હોસ્પિટલમાં લઇ જઇને ટાંકા વગરના નેત્રમણિવાળા ઓપરેશન કરવામાં આવ્યા હતા.

કેમ્પમાં ગામના આગેવાનો દિલીપસિંહ જાડેજા, રાજેન્દ્રસિંહ વાઘેલા, હેતુભા વાઘેલા તેમજ બાલાજી કોક ઇન્ડસ્ટ્રીઝના નિમેષભાઇ કેવલાણીએ સહયોગ આપ્યો હતો. કચ્છ વિકાસ ટ્રસ્ટ આંખની હોસ્પિટલના ઇન્ચાર્જ ફાધર જેશન તથા હોસ્પિટલના ડોક્ટર્સ પ્રદીપભાઇ ઠક્કર તથા સંજય ભાટી તેમજ સિસ્ટર્સે સેવા આપી હતી. કેમ્પની દેખરેખ અલ્પેશભાઇ મેકવાને કરી હતી.

## માસિક શ્રદ્ધાંજલિ

જીવનની હરપળ હસતો રહ્યો, સ્નેહથી સૌને હૈયે વસતો રહ્યો, આશા અને અરમાનોની શ્રેષ્ઠ ક્ષણોમાં ઓચિંતી લીધી વિદાય, જીવન એવું જીવી ગયો સર્વત્ર સુવાસ ફેલાવી સંભારણાં સૌના દિલમાં રાખતો ગયો.

શ્રી ધણીમાતંગ દેવ પરમકૃપાળુ પરમાત્મા આપના દિવ્ય આત્માને શાંતિ અર્પે એ જ પ્રાર્થના.

**સ્વ. કેવિન નારણ ડુંગરિયા**
સ્વ. તા. ૨૮/૦૬/૨૦૧૨ • ગામ સાડાઉ, તા. મુંદરા

: શોકમગ્ન :
- શ્રી શામજી ખેતા ડુંગરિયા (દાદા)
- શ્રીમતી પ્રિયવંદા હરશીભાઇ દેવરિયા (ફઇ-ફુઆ)
- શ્રીમતી હંસાબેન નારણ ડુંગરિયા (માતા-પિતા)
- શ્રીમતી તેજબાઇ ખેંગાર દેવરિયા (ફઇ-ફુઆ)
- શ્રીમતી સોનબાઇ લાલજી ડુંગરિયા (કાકા-કાકી)
- શ્રીમતી નિર્મળાબેન પચાણ માંગલિયા (ફઇ-ફુઆ)
- શ્રીમતી દમયંતી અમિત માંગલિયા (ફઇ-ફુઆ)
- શ્રીમતી ભાગ્યશ્રી કમલેશ દેવરિયા (બેન-બનેવી)
- શ્રીમતી દિવ્યા દીપેશ મેઘાણી (બેન-બનેવી)

ભાઇઓ : નીતિન, દીપેશ, રાજેશ, પ્રભાત, હિરેન, વિશાલ, રાજા.
બહેનો : મીના, નિશા, હર્ષિદા, પૂજા, સીમા, સુનિતા, સાધના, ઉર્વશી, સેજલ
તથા સમસ્ત ડુંગરિયા પરિવારના શ્રી ગણેશ.

## સ્વર્ગ વાસ

જન્મ ૧૪.૦૨.૧૯૩૯ | સ્વર્ગવાસ ૨૭.૦૭.૨૦૧૨

**સાંધવ રત્ન શેઠ શ્રી મુલજી રાઘવજી લોડાયા**
સાંધવ - દાદર

| | | |
|---|---|---|
| પત્ની | : | કાંતાબેન મુલજી લોડાયા |
| પુત્રી - જમાઇ | : | અ.સૌ. જયશ્રીબેન - ડો. કાંતીલાલ નરશી દંડ<br>અ. સૌ. આશાબેન - શ્રી. નરેશ લક્ષ્મીચંદ સોની<br>અ. સૌ. મનીષાબેન - શ્રી. બકુલ પંદરીનાથ પાટીલ |
| નાનાબાપા | : | દિનેશ તથા અમીત કાંતીલાલ દંડ<br>કુ. પૂજા નરેશ સોની<br>ચા. નિર્મિત તથા વિહા બકુલ પાટીલ |
| ભાઇ | : | શ્રી. ભવાનજી રાઘવજી લોડાયા |
| બહેન | : | આ. કુંવરબાઇ પદમશી ખોના<br>આ. ચંપાબાઇ હંશરાજ ડાઘા<br>આ. નવલબાઇ રતનશી ખોના<br>આ. કસ્તુરીબાઇ મેઘજી મોમાયા<br>આ. પ્રેમાબાઇ મેઘજી મોમાયા<br>આ. કાન્તાબેન ખીમજી નાગડા |
| સસરા | : | શા. જીવરાજ લખમશી નાગડા (નલીયા) |
| સાલ | : | શ્રી. ચંદ્રકાન્ત જીવરાજ નાગડા<br>શ્રી. શાન્તીલાલ જીવરાજ નાગડા |
| સાલી | : | નવલબેન જીવરાજ નાગડા |

ભાવયાત્રા/શ્રદ્ધાંજલી સભા:
રવિવાર તા: ૨૯-૦૭-૨૦૧૨, સમય ૨:૦૦ થી ૩:૩૦
સ્થળ: યોગી સભાગૃહ હોલ, સ્વામી નારાયણ મંદિરની બાજુમા, દાદર (ઇસ્ટ), મુંબઇ - ૪૦૦ ૦૧૪.

A pioneering visionary of:
M/s. H. P. Dagha & Co.
M/s. MRL Clearing & Forwarding Pvt. Ltd.
M/s. Morarji Umarshi Clearing & Forwarding Pvt. Ltd.
M/s. MRL Logistics Pvt. Ltd.
M/s. J's Wardrobe
M/s. Viha Shipping & Logistics

## શ્રદ્ધાંજલિ

**સ્વ. સંઘાર મેઘરાજ કરશન**
ગામ : આશાપર

ચંદન સમું જીવન જીવી ખુદ ઘસાઇને સુવાસ પ્રસરાવી ગયા, જીવનની હરપળ હસતાં રહ્યા, સ્નેહથી સૌના હૃદયમાં વસતા રહ્યા. આપનું પરોપકારી નિસ્વાર્થ અને કર્તવ્યનિષ્ઠ જીવન સમગ્ર મિત્રોને હંમેશા યાદ રહેશે. પ્રભુ આપના આત્માને શાંતિ અર્પે એ જ પ્રાર્થના.

લિ.
- રવિલાલ શિવશંકર જોશી
- પ્રેમભારથી ચેનભારથી ગોસ્વામી
- નટુભા આમરજી જાડેજા
- રામજી કાનુ સંઘાર (બનેવી)
- પ્રવીણ રામજી સંઘાર (ભાણેજ)
- હાજી મીઠુ સંઘાર

(દરશડી-કચ્છ)

## શ્રદ્ધાંજલિ

**સ્વ.ચારૂલ (ઉર્ફે ગુડ્ડી) ડુંગરશીભાઇ રૂપારેલ**
સ્વ.તા.૨૫/૭/૨૦૧૨, મુ.રવાપર

ફરીથી શું લખવું એ શબ્દોથી સંતોષ થાય તેમ નથી. તારી લાગણી અને સ્મિત ચેરતો ચહેરો સદાય અમારા સ્મરણપટ પર અંકિત રહેશે. પ્રભુ તારા દિવ્ય આત્માને શાંતિ અર્પે એજ પ્રાર્થના..

**કેશરીયા પરિવાર**
રવાપર વાળા હાલે ભુજ

## ભાવભીની શ્રદ્ધાંજલિ

જીવન મૃત્યુ એ કુદરતનો અનિવાર્ય ક્રમ છે, પરંતુ આમ અચાનક ચાલ્યા જવું એ પણ શું સૃષ્ટિનો ક્રમ હશે ? આપની આકસ્મિક વિદાય હૈયાને હચમચાવી ગઇ... આપના દિવ્ય આત્માને પરમ કૃપાળુ પરમાત્મા શાંતિ અર્પે એ જ પ્રાર્થના. ૐ શાંતિ... શાંતિ... શાંતિ...

**સ્વ. ઘેલાભાઇ હમીરભાઇ મ્યાત્રા (ઉ.વ. ૪૨)**
સ્વ. તા. ૨૬-૭-૨૦૧૨ ગુરવાર • રાજીવનગર, ચાંદ્રાણી, તા. અંજાર.

: શોકમગ્ન :
- ગં.સ્વ. લખીબેન ઘેલાભાઇ મ્યાત્રા (પત્ની)
- જશીબેન હમીરભાઇ મ્યાત્રા (માતા-પિતા)
- શાકુબેન સામજીભાઇ મ્યાત્રા (નાનાભાઇ)
- ગીતાબેન બઘાભાઇ મ્યાત્રા (નાનાભાઇ)
- શાકુબેન રાજેશભાઇ મ્યાત્રા (નાનાભાઇ)
- કરશનભાઇ ભચાભાઇ મ્યાત્રા (કાકા)
- શંકરભાઇ ધમાભાઇ મ્યાત્રા (કાકાઇ ભાઇ)
- આશિષ, પૂજા, શાન્તિ મ્યાત્રા (પુત્ર, પુત્રી)

તથા સમસ્ત મ્યાત્રા પરિવાર-રાજીવનગર ચાંદ્રાણી, તા. અંજાર-કચ્છ.

## ખિરાજે અકીદત

**મર્હૂમ સુમરા આદમ હાજી મુબારક**
ખીરસરા, કોઠારા-અબડાસા

નામ તેનો નાશ-ખીલવું તેનું કરમાવવું અને ઊગવું તેનું આથમવું આ કુદરતનો ક્રમ છે. માનવી લાચાર છે. મર્હૂમની રૂહને પાક પરવરદીગાર જન્નતમાં આલા સે આલા મકામ અતા ફરમાવે. આમીન.

- સુમરા હાજી અલાના ભુંગર (ઉપપ્રમુખ, તા.પં. અબડાસા)
- સુમરા શફીર હાજી અલાના (રામપર-અબડા)
- સુમરા મહમદ જુસબ હાજી અલાના (રામપર-અબડા)

## શ્રદ્ધાંજલિ

**સ્વ.ધમાભાઇ વાલાભાઇ હુંબલ**
સ્વ.તા.૨૭/૦૭/૨૦૧૨, ભીમાસર-કચ્છ

તમારો નિખાલસ સ્વભાવ, પ્રામાણિકતા, જીવનભર મહેનત કરી શૂન્યમાંથી સર્જન કરી, સમગ્ર કુટુંબ માટે સુવાસ ફેલાવી ગયા. આપની ખોટ કદી વિસરાશે નહીં, આપે ચીંધેલ રાહે ચાલવાની પ્રેરણા આપતા રહો. પ્રભુ આપના દિવ્ય આત્માને શાંતિ અર્પે એજ પ્રાર્થના...

શોકાતુર

| | |
|---|---|
| કાનાભાઇ ધમાભાઇ હુંબલ : પુત્ર | શંભુ મેમાભાઇ હુંબલ : પૌત્ર |
| મેમાભાઇ ધમાભાઇ હુંબલ : પુત્ર | શંભુ કરશનભાઇ હુંબલ : પૌત્ર |
| સ્વ.માદેવાભાઇ ધમાભાઇ હુંબલ : પુત્ર | રવિ માદેવાભાઇ હુંબલ : પૌત્ર |
| કરશનભાઇ ધમાભાઇ હુંબલ : પુત્ર | સુરેશ કાનાભાઇ હુંબલ : પૌત્ર |

સમસ્ત હુંબલ પરિવાર-ભીમાસર

કચ્છમિત્ર
શ્રદ્ધાંજલિ / દુઃખદ અવસાન
ફિક્સ સાઇઝ / ફિક્સ રેઇટ
૫ X ૨ અથવા ૧૦ X ૧
કલર રૂા. ૨૦૦૦.૦૦
બ્લેક એન્ડ વ્હાઇટ રૂા. ૧૪૦૦.૦૦



## CHILDREN'S CORNER

### Moral Story



**Snow White and the Seven Dwarfs 12**

Not long after this a prince came riding through the forest and came to the hill where Snow White lay in her glass-topped coffin. She looked so beautiful that he loved her at once and he asked the dwarfs if he might have the coffin and take it to his castle. As the prince kissed Snow White gently, he moved her head. The piece of poisoned apple fell from her lips. Slowly she came back to life. Snow White saw the handsome prince kneeling on the ground beside her, and fell in love with him straight away. The king discovered what mischief the queen had been up to, and banished her from his land. No one ever saw her or her mirror again. Snow White said farewell to her kind friends the dwarfs, and rode away on the back of the prince's horse. They got married and they both lived happily forever afterwards.

### Do you know ?

**The Olympic Games**

In 1948, Sir Ludwig Guttmann, determined to promote the rehabilitation of soldiers after World War II, organized a multi-sport event between several hospitals to coincide with the 1948 London Olympics. It became an annual sports festival. Over the next twelve years, Guttmann and others continued their efforts to use sports as an avenue to healing. For the 1960 Olympic Games, in Rome, Guttmann brought 400 athletes to compete in the "Parallel Olympics", which became known as the first Paralympics. Since then, the Paralympics have been held in every Olympic year. In 2001 the International Olympic Committee (IOC) and the International Paralympic Committee (IPC) signed an agreement which guaranteed that host cities would be contracted to manage both the Olympic and Paralympic Games.

ParalympicsGB



### Golden thought

First say to yourself what you would be; and then do what you have to do.

-Epictetus

# સસલાને કલર ટીવીમાં સસલું જોવું'તું !



કિલ્લોલ

ભારતી ગોર

એક જંગલ હતું. એમાં એક ઝાડની ડાળી પર ખરીબાઈ ખિસકોલી બેઠા હતા ને નીચે ઊભા થતા ઝપટભાઈ શિયાળ, ઝપટભાઈ શિયાળ ખરીબાઈ ખિસકોલીને કહેતા હતા, 'ખરી, હું ગમે તેટલું કૂદું તોય તને ના આંબી શકું. તું તો એક ઝાડથી બીજે ઝાડ ને ઝાડની એક ડાળીએથી બીજી ડાળે ફટાફટ ફટાફટ પહોંચી જાય. તને પકડવી હોય તોય પકડવી કેમ ? એટલે હવે મારે તને પકડવી જ નથી. તારા બદલે કોઈ સસલાને પકડવાનું ફાવે એવું છે. એ તો જમીન પર જ ચાલે ને ઝટપટને ફટાફટ પકડાઈ જવાનું.'



એ ઝાડની પાછળ ગુપચૂપ જ બેઠેલું સસલું. એનું નામ ભોલું. એ ભોલુભાઈ તો શિયાળ બોલ્યું તે સાંભળીને ગભરાઈ ગયા. તરત નાઠા. દૂર દૂરના એક ઝાડ નીચેના ખાડામાં ભરાઈ રહ્યા. એક દિવસ. બે દિવસ. એમ કેટલાક દિવસ.. ન ખાધું ન પીધું.

પછી ભોલુભાઈને થયું, અરે ! હું તો ચપળ સસલું કહેવાઉં. મુસીબત હોય તો મારગેય હોય તો ખરો ને ? પેલા ઝપટથી કેમ બચવું તે હમણાં જ શીખી લઉં. બસ પછી તો ઝપટ મને શું પકડશે ? હું જ એને ઝપટમાં લઈ લઈશ.

ભોલુભાઈ સસલાને ઝપટભાઈને ઝપટમાં લેવાના કેટકેટલા વિચારો આવ્યા. પણ તોય એમને થયું કે લાવને એવું બધું કરતાં પહેલાં શાણાભાઈ શેળાની સલાહ લઈ જાઉં. ભોલુભાઈ તો ઉપડ્યા શેળા શાણાભાઈ પાસે. શાણાભાઈ તો હી...હી..હી.. હસતા બોલ્યા, વિચાર તો બરાબર છે. તારો, ખાડો સહેજ મોટો ખોદવો હો ને !' ભોલુભાઈને પૂછ્યું, 'પણ શાણાભાઈ ખાડો ખોદવો શેનાથી ? શાણાભાઈ બોલ્યા, એય સાચું, એમ કરો. છગા છછુંદરને મળો. ખોદકામમાં એ ભારે હોશિયાર છે.

ભોલુભાઈ તો ગયા છગા છછુંદરને મળવા. છછુંદરે તેને પાવડો આપ્યો. એ પાવડાથી ભોલુભાઈએ નક્કી કરેલી જગ્યાએ રસ્તા વચ્ચે ખોદવાનું શરૂ કર્યું. પાંચ-દસ મિનિટ ખોદ્યું. ખાડો હજુ ખાસ મોટો થયો ન હતો. એટલે બીજી પંદર મિનિટ. હવે ભોલુંને થયું હં.. આટલો ખાડો ચાલશે. કૂવો થોડો કરવો છે ? આ તો ઝપટ ફસાય એટલું બસ.

આજુબાજુથી ડાળખાં-પાંદડાં ભેગા કર્યા. ખાડાને ઢાંકી દીધો. છછુંદરને પાવડો પાછો આપી ને ખાડાની સામે ઝાડ નીચે આરામથી બેઠા. એને થયું કે ઝપટ કેવો ભફ કરતો પડે છે તે જોવાની મજા પડશે.

અહીં ઝપટ શિયાળને પેટમાં ગલુડિયાં મંડયા બોલવા. એણે તો આળસ ઉડાવવા નહોર પંજાની બહાર ખેંચ્યા. પૂંછડી ઝાટકી ને ઉપડ્યું શિકાર કરવા. થોડુંક ચાલીને જોયું તો સામે સસલું ઝાડ નીચે આરામથી બેઠું છે. હં.. લાગ બરાબર છે. બેટમજી હવે ભાગી ભાગીને જશે કયાં ? ઝપટે ન જોયું આગળ કે ન જોયું પાછળ. ન જોયું ઉપર કે ન જોયું નીચું. મૂકી દોટ.. ને ભફ કરતું પડયું ખાડામાં ! પડતાંની સાથે જ ઝપટભાઈ તો ગભરાઈ ગયા. તેને બીક લાગી કે હમણાં જ કોઈ શિકારી આવી પહોંચશે. ને આપણા રામ રમી જશે. થોડીવાર સુધી કોઈ દેખાયું નહીં એટલે ઝપટભાઈને બીક ભાગી ગઈને હિંમત આવી ગઈ. એણે જોયું તો ખાડો તો કાંઈ બહુ મોટો ન હતો. સહેલાઈથી નીકળી જવાય તેમ હતું. તેને થયું કે આ કામ પેલા એદી સસલાનું જ હશે. ખોદી ખોદીને ખાડો ખાબોચિયા જેવડો. હવે તો હું એને ઝપટમાં લઉં તો જ ઝપટ સાચો !

ઝપટે તો ખાડામાં ચકરચકર ફરીને ડાળખાં-પાંદડાં બરાબર ગોઠવીને બેસવા જેવું કરી લીધું. પછી પોતે મીઠા અવાજે બોલવા માંડયું. 'અરે વાહ ! અહીં તો મજાનું કલર ટીવી છે. કલર ટીવીની વાત સાંભળીને ભોલુભાઈના કાન ચમકયા. કાન ઊંચા કરીને એણે સાંભળવા માંડયું. ખાડામાં બેઠેલા ઝપટભાઈ બોલતાં હતા 'વાહ કલર ટીવીમાં તો મજેદાર પ્રોગ્રામ ચાલે છે. સસલું આકાશમાં જાય છે !

ભોલુભાઈ તો આ સાંભળીને લલચાયા. એણે ખાડા તરફ બે પગલાં માંડયા. ઝપટે ત્રાંસી આંખે જોઈ લીધું કે સસલું સરકતું આવે છે. એટલે એણે મધ જેવા મીઠા અવાજે બોલ્યું. વાહ ! વાહ ! સસલું તો આકાશમાં તારા તરફ જઈ રહ્યું છે. ઓ હો ! આકાશમાં હળવું ફૂલ થઈ ગયું લાગે છે. કેવું તરે છે તે તો હવામાં આ સાંભળીને ભોલુને થયું. 'સસલું હવામાં તરતું હોય ને આકાશના તારા તરફ જતું હોય તો તે કલર ટીવીમાં કેવું મસ્ત દેખાતું હશે ? ભોલું તો ધીમે ધીમે ખાડા તરફ સરકવા માંડયું. ને લાગ ફાવતો લાગ્યો ઝપટને ! ઝપટે પોતાના પંજામાંથી તીણા નહોર બહાર કાઢયા ને ત્યાં. દડુડુડુડુ કરતાકને શાણાભાઈ સીધા ધસી આવ્યા. પોતાના અણીદાર કાંટા ભોલુભાઈના નાક પર ફેંકયા ને ભોલુને કહે, જાય છે કયાં ? ભોલુ નાક ઘસતાં બોલ્યું, 'કલર ટીવી જોવા જતા હતો. એમાં સસલાનો પ્રોગ્રામ આવે છે. સસલું આકાશમાં તરે છે. તારા તરફ જાય છે.

શાણાભાઈ કહે, મૂરખ ! એક તો તે ખાડો નાનો ખોદ્યો. વિચાર જોઉં. ખાડો ખોદીને કોણે તેં એમાં ટીવી મૂકયું છે ! 'ના ભૈ !' તો પછી ખાડામાં ટીવી આવે કયાંથી ? આ ખાડા પાસેથી દૂર ભાગો. નહીં તો હમણાં જ ઝપટભાઈના પેટના ખાડામાં પડી જશો.

સસલું તો દોટ મૂકીને ભાગ્યું. શિયાળના હાથમાંથી શિકાર છટકી ગયું એ તો ખીજાયું. ખાડાની બહાર કૂદીને શેળાને કહ્યું, મારે તો સસલાને ખાવું તું પણ તે એને ભગાડી દીધું. ઠીક છે હવે હું તને ખાઈશ ! શાણાભાઈ કહે, 'ખાઈ જાવ ખુશીથી' આમ કહીને ગૂંચડું વળીને કાંટાના દડા જેવા થઈ ગયા.

શિયાળ શેળાને આમ ઉછલાવે. તેમ ઉથલાવે. પણ ચારેબાજુ કાંટા જ કાંટા. કાંટા મોં પર એવા લાગ્યા કે બોલી જવાયું બાપ રે બાપ ! થોડું થોડું લોહી પણ નીકળ્યું. હવે તેને બીજો શિકાર શોધવા સિવાય છૂટકો ન હતો. એ ચાલ્યો પોતાની વાટે.

શાણાભાઈ શેળાએ મારો જીવન બચાવ્યો. મારે તેનો આભાર માનવો રહ્યો. આમ વિચારી ભોલુભાઈ તો જંગલ પાસેના એક ગામડે ગયા. ગામડાંની વાડીમાંથી એક મોટુંમસ ગાજર ઊંચકીને ગયા શાણાભાઈ પાસે. શણાભાઈ ખૂબ રાજી થયા.

('ચકપોરિયાં'માંથી)

## બાળકો માટે ખાણું મજેદાર-ઉખાણું

ડાળમાં નહીં પણ થડમાં
કાગળમાં નહીં પણ અક્ષરમાં
વાળમાં નહીં પણ માથામાં
કોટમાં નહીં પણ ખમીસમાં
શરીરમાં નહીં પણ પેટમાં
ચાકમાં નહીં પણ ચક્કરમાં

છ અક્ષરનું નિર્જીવ પણ જિંદગીને અતિ ઉપયોગી એવું સાધન આમાં સંતાયું છે, શોધો (થર્મોમીટર)

○ એક વડને ત્રણ થડ, થડે-થડે ભુજ બાર, ભુજે ભુજે ત્રીસ આંગળા, આંગળીએ નખ સાત, નખે-નખે ત્રીસ કુમતા. કુમતે પાંખડાં સાઠ. એ સર્વ મળીને એક છે. પંડિત કરો વિચાર. (વરસ)

કટકટ કરતું કણસલું, નાના મોટા પગ
મોટો ચાલે બાર ગાઉ, ત્યારે નાનો માંડે ડગ
(ઘડિયાળ)

## બાંડા ઉંદરને નચાવી દો



ઊંચે લટકે પાંજરું
બિલ્લી બચ્ચું માંજરું
માંજરું ચાટે ચપચપ
લાડુ કર્યા લચપચ
લચપચ લાડુ ખાધા
આવો પટેલ માધા
માધા પટેલ ગાંડા
નાચે ઉંદર બાંડા..

-ડૉ. સરૂપ ધ્રુવ

## ગડમથલ ગણિતની

૧. નીચેની સંખ્યાઓમાંથી કઈ સંખ્યા એકી છે ?
(અ) ૩૪૩ (બ) ૨૬૨ (ક) ૪૫૬ (ડ) ૭૦૦

૨. પાંચ હજાર ત્રણસો સાઠ આંકડામાં કેમ લખાય ?
(અ) ૫૦૩૦૬૦ (બ) ૫૦૦૦૩૦૬૦ (ક) ૫૩૬૦ (ડ) ૫૩૦૦૬૦

૩. ૯૩૪૭માં ૩ની સ્થાનકિંમત કેટલી છે ?
(અ) ૧૦૦૦ (બ) ૧૦૦ (ક) ૧૦ (ડ) ૧

૪. સૌથી મોટી સંખ્યા કઈ છે ?
(અ) ૭૫૩૬ (બ) ૭૫૬૩ (ક) ૭૫૩૭ (ડ) ૫૭૮૯

૫. સૌથી નાની સંખ્યા કઈ છે ?
(અ) ૪૫૪૫ (બ) ૫૪૦૪ (ક) ૪૫૪૬ (ડ) ૪૫૪૩

૬. ૫૮૪૦માં ૮ની સ્થાનિકિંમત ૪ની સ્થાનકિંમત કરતાં કેટલા ગણી છે ?
(અ) ૨ગણી (બ) ૪૦ગણી (ક) ૨૦ગણી (ડ) ૨૦૦ગણી

૭. બે અંકની નાનામાં નાની સંખ્યામાં ત્રણ અંકની નાનામાં નાની સંખ્યા ઉમેરીએ તો શું આવે ?
(અ) ૧૧૦૦ (બ) ૧૧૦ (ક) ૧૦૧ (ડ) ૧૦૦

૮. ૮૮૮૮ અને ૮૮૯૦ વચ્ચે આવતી સંખ્યા કઈ છે ?
(અ) ૮૮૮૭ (બ) ૮૮૭૯ (ક) ૮૮૮૯ (ડ) ૮૮૮૦

૯. ૪૫૦૦ અને ૨૩૦૫માં ૫ની સ્થાનકિંમતોનો સરવાળો કેટલો ?
(અ) ૫૫૦ (બ) ૫૦૫ (ક) ૪૦૫ (ડ) ૪૫૦

૧૦. ૯,૪,૭ અને ૦નો એક જ વખત ઉપયોગ કરીને બનતી નાનામાં નાની સંખ્યા કઈ ?
(અ) ૦૪૭૯ (બ) ૪૦૯૭ (ક) ૪૭૦૯ (ડ) ૪૭૯૦

જવાબો : ૧ (અ), ૨ (ક), ૩ (બ), ૪ (બ), ૫ (ડ), ૬ (ક), ૭ (બ), ૮ (બ), ૯ (અ), ૧૦ (અ).

## ફોરમતાં ફૂલડાં

kutchmitrapurti@gmail.com

ધ્યાન જગદીશભાઈ ઠક્કર
માતા : વંદનાબેન
ગામ : ઈન્દ્રપ્રસ્થ (નવી દુધઈ)
જન્મ : ૦૭-૧૨-૨૦૧૧

દિક્ષીત દિલીપભાઈ સોલંકી
માતા : શિલ્પાબેન
ગામ : ઈન્દ્રપ્રસ્થ (નવી દુધઈ)
જન્મ : ૧૨-૦૧-૨૦૧૧

મૃદુલ અપૂર્વભાઈ રોય
માતા : કલ્યાણીબેન
ગામ : ગાંધીધામ
જન્મ : ૦૧-૦૮-૨૦૧૧

પ્રથા નીલેશભાઈ ભટ્ટ
માતા : યામિનીબેન
ગામ : નલિયા
જન્મ : ૨૪-૧૦-૨૦૧૧

હેત શામજીભાઈ ચાડ
માતા : કંકુબેન
ગામ : કુકમા (કોટાય)

વિશ્વમ હરીશભાઈ વરૂ
માતા : ગીતાબેન
ગામ : કુકમા
જન્મ : ૧૯-૯-૨૦૧૧

વૈષ્નવી મેહુલભાઈ ગોસ્વામી
માતા : ધારાબેન
ગામ : ભુજ
જન્મ : ૨૮-૦૬-૨૦૧૧

અકશાબાનું અ. સતાર કાતિયાર
માતા : શરીફાબાનુ
ગામ : પોલડિયા
જન્મ : ૨૫-૧૦-૨૦૦૫

હિતૈષી મહેશભાઈ ઠક્કર
માતા : શિલ્પાબેન
ગામ : મુંદરા
જન્મ : ૨૯-૦૬-૨૦૦૬

રાજવીર ધર્મેન્દ્રભાઈ ઝાલા
માતા : ભાવનાબેન
ગામ : ભુજ
જન્મ : ૨૨-૦૭-૨૦૦૭

આઈમન મામદહુશેન લોહાર
માતા : રેશમાબેન
ગામ : માધાપર
જન્મ : ૨૯-૦૭-૨૦૧૧

વિપુલ ગોવિંદભાઈ મહેશ્વરી
માતા : સુનિતાબેન
ગામ : કેરા, તા. ભુજ

ઉન્નતિ ભાવેશ ઠક્કર
માતા : નેહલબેન
ગામ : ઈન્દ્રપ્રસ્થ (નવી દુધઈ)
જન્મ : ૦૮-૧૦-૨૦૦૯

દેવાંશી અરવિંદભાઈ ગેડિયા
માતા : કલ્પનાબેન
ગામ : ઈન્દ્રપ્રસ્થ (નવી દુધઈ)
જન્મ : ૧૭-૦૮-૨૦૧૧

મહેક હરેશભાઈ મણોઢિયા
માતા : હિનાબેન
ગામ : ભુજ
જન્મ : ૨૦-૧૦-૨૦૧૧

સેજીના અમિતભાઈ ખોજા
માતા : શાહીનુર
ગામ : મુંદરા
જન્મ : ૦૬-૧૧-૨૦૧૧

હેન્સી અરવિંદભાઈ મણોઢિયા
માતા : ડિમ્પલબેન
ગામ : ભુજ
જન્મ : ૦૭-૦૬-૨૦૧૦

નિયતિ ભરતગિરિ ગુંસાઈ
માતા : કોમલબેન
ગામ : માધાપર
જન્મ : ૨૧-૧૦-૨૦૧૦

અમન ભરતભાઈ ગજકંધ
માતા : મંજુલાબેન
ગામ : કેરા
જન્મ : ૨૪-૦૭-૨૦૧૧

કૃપા દેવાભાઈ આહીર
માતા : સોનલબેન
જન્મ : ૨૪-૦૭-૨૦૦૬

દિશા નરેશભાઈ મહેશ્વરી
માતા : ગીતાબેન
ગામ : મંજલ, નખત્રાણા

પવન રાજેશભાઈ જોશી
માતા : અરુણાબેન
ગામ : રાપર
જન્મ : ૨૩-૦૭-૨૦૧૦

રાજ બિપિનભાઈ જોશી
માતા : પ્રિયાબેન
ગામ : ગુંદાલા, તા. મુંદરા
જન્મ : ૦૮-૦૩-૨૦૦૭

નિયતિ રૂપેશભાઈ જોશી
માતા : પૂર્વીબેન
ગામ : ગુંદાલા, તા. મુંદરા
જન્મ : ૨૪-૧૧-૨૦૧૧

# LONDON ઓલિમ્પિક 2012

## ઓલિમ્પિક ખેલાડીઓને સરકારની ભેટ : ૪૦ હજારની નોકરી મળશે !

### દેશમાં રમતના કોચની ઘટને પહોંચી વળવા લેવાયેલો નિર્ણય

નવી દિલ્હી, તા.૨૭ : લંડનમાં આજથી જ આરંભાઇ ગયેલા ઓલિમ્પિકમાં ભારતીય ખેલાડી ચંદ્રક જીતે કે નહીં, પરંતુ ભારતના તમામ ૮૧ ઓલિમ્પિક ખેલાડીઓ માટે સરકારે ૪૦ હજાર રળી આપતી નોકરી તૈયાર રાખી છે. મળતી વિગતો અનુસાર કેન્દ્ર સરકારે આ ખેલાડીઓ લંડનથી પરત ફરે ત્યારે તેમને ભારતીય ખેલ સત્તામંડળ (એસએઆઇ)માં કોચની નોકરીનો પ્રસ્તાવ મૂકવાનો નિર્ણય કર્યો છે. ખેલ મંત્રાલયના વરિષ્ઠ અધિકારીના જણાવ્યા અનુસાર આ ખેલાડીઓને વિશેષ લાભ તરીકે સીધી કોચ પદે નિમણૂકનો પ્રસ્તાવ મૂકવામાં આવનાર છે. દેશમાં કોચની ૪૦૦ જેટલી જગ્યાઓ હાલ વણપુરાયેલી છે અને મંત્રાલય તે પૈકીની અડધી જગ્યા આ રીતે પૂરવા માગે છે. ખેલાડીઓને આ પદ માટે કોઇ શૈક્ષણિક લાયકાત કે વ્યાવસાયિક અનુભવની જરૂર રહેશે નહીં. એટલું જ નહીં પદ પર નિમણૂક માટે કોઇ પ્રવેશપરીક્ષાની પણ જરૂર રહેશે નહીં. હાલમાં કોચિંગ પદે માસિક રૂ.૪૦ હજારનું ચૂકવણું કરવામાં આવે છે.

ભારત માટે 'પ્રથમ ગ્રાસે મક્ષિકા'

## તીરંદાજીના રેન્કિંગ રાઉન્ડમાં પુરુષ ટીમ તળિયે રહી

### આજથી આર્ચરી અને શૂટિંગની સ્પર્ધાઓ

લંડન, તા. ૨૭ (પીટીઆઇ) : ઓલિમ્પિકમાં ભારત માટે 'પ્રથમ ગ્રાસે મક્ષિકા' જેવો તાલ સર્જાયો છે અને આજે અહીંના લોર્ડ્ઝ ક્રિકેટ મેદાન ખાતે ભારતીય પુરુષ તીરંદાજી ટીમ રેન્કિંગ રાઉન્ડમાં તળિયે એટલે કે ૧૨મા ક્રમે રહી હતી.

જયંત તાલુકદાર, તરુણદીપ રાય અને રાહુલ બેનરજીની ત્રિપુટીએ નિરાશાજનક પ્રદર્શન કરી માત્ર ૧૯૬૯ અંક મેળવ્યા હતા. જ્યારે ડિફેન્ડિંગ ચેમ્પિયન કોરિયાએ ૨૦૮૭ પોઇન્ટ સાથે ટીમ વિશ્વવિક્રમ સર્જ્યો છે.

વ્યક્તિગત રીતે તરુણદીપ ૭૨ શોટમાં ૬૬૪ અંક સાથે ૩૧મા ક્રમે રહ્યો હતો જ્યારે બેનર્જી ૪૬મા અને તાલુકદાર ૫૩મા સ્થાને રહ્યા હતા. કોરિયાના ડોંગ હ્યુને ૬૬૯/૭૨૦ના સ્કોર સાથે વ્યક્તિગત વિશ્વવિક્રમ સર્જ્યો હતો.

આવતીકાલે તીરંદાજી અને શૂટિંગ સ્પર્ધાઓ શરૂ થઇ રહી છે ત્યારે ભારતીય સિતારાઓ પર દેશવાસીઓની નજર રહેશે. વિશ્વની નંબર વન ક્રમાંકિત મહિલા તીરંદાજ દીપિકાકુમારી રવિવારે પોતાની કમાલ બતાવશે.

ઓલિમ્પિક રમતોત્સવ માટે ખાસ તૈયાર કરાયેલા લંડનના સ્ટેડિયમમાં રંગારંગ ઉદ્ઘાટન સમારોહના અદ્ભુત નજારાની તસવીરો.

## ગોલ્ડ મેડલ જીતનાર એથ્લેટને સહારા આપશે પાંચ કિલો સોનું

નવી દિલ્હી, તા. ૨૭ (પીટીઆઇ) : લંડન ઑલિમ્પિક્સ ૨૦૧૨માં ચંદ્રક જીતનારા ભારતીય એથ્લેટોને સહારા પરિવાર ખાસ ઇનામ આપશે. ઑલિમ્પિક્સમાં સુવર્ણચંદ્રક જીતનારા એથ્લીટોને પાંચ કિલોનો સોનું, રજતચંદ્રક જીતનારા એથ્લીટોને ત્રણ કિલોનો સોનું અને કાંસ્યચંદ્રક જીતનારા એથ્લીટોને બે કિલો સોનું સહારા પરિવાર તરફથી આપવામાં આવશે.

ટીમ ઈવેન્ટ્સમાં સુવર્ણચંદ્રક જીતનાર આખી ટીમને પાંચ કિલો સોનું પ્રત્યેક ખેલાડીઓ વચ્ચે સરખે ભાગે વહેંચવામાં આવશે. રજત અને કાંસ્ય જીતનાર ટીમને અનુક્રમે ત્રણ કિલો અને બે કિલો સોનું આપવામાં આવશે. સહારા પરિવારના પ્રમુખ સુબ્રતો રૉય આ વિશે વધુ માહિતી આપતા કહે છે, મારા મતે ચંદ્રક જીતનારા એથ્લીટોની મહેનત, પ્રયાસ, તૈયારીની તુલનામાં કંઈ પણ આપો તો ઓછું જ પડે. ઑલિમ્પક્સમાં પ્રતિભાશાળી આંતરરાષ્ટ્રીય ખેલાડીઓ વિરુદ્ધ જીતીને દેશને ગૌરવ આપવું મહાન કાર્ય છે અને અમે એવૉર્ડ દ્વારા વિજેતાઓનું નાનું સન્માન કરી રહ્યા છીએ.

## જિલ્લાની બોડી લિફ્ટિંગ ટીમની પસંદગી સ્પર્ધા ૧ ઓગસ્ટે ગાંધીધામમાં યોજાશે

ગાંધીધામ, તા. ૨૭ : કચ્છ જિલ્લા 'બોડી લિફ્ટિંગ' એસોસિયેશન દ્વારા પહેલીવાર કચ્છ જિલ્લાની સિનિયર બોડી લિફ્ટિંગ (સિંગલબાર પુલ અપ્સ અને પેરલબાર ડિપ્સ) સ્પર્ધાની ટીમની પસંદગી સ્પર્ધા તા. ૧-૮ના સવારે ૯ વાગ્યે ડાયનામિક જીમમાં સિટી પોલીસ સ્ટેશન પાસે ગાંધીધામ ખાતે રાખી છે. જેમાં કોઇપણ ઉંમરના ખેલાડી માટે ૫૦ કિલો વજન અને ત્યારબાદ ૫ કિલો વજન વધારી વેઇટ ગ્રુપ પ્રમાણે સ્પર્ધા યોજાશે. જિલ્લાની ટીમમાં પસંદગી પામેલા ખેલાડીઓ તા. ૫-૮ના અમદાવાદ ખાતે રાજ્યકક્ષાની સ્પર્ધામાં કચ્છ જિલ્લાનું પ્રતિનિધિત્વ કરશે. આ પસંદગી સ્પર્ધા કચ્છ ડિસ્ટ્રીક્ટ સ્પોર્ટસ એકેડેમી દ્વારા આયોજિત છે. વધુ માહિતી માટે એમ. આઇ. અન્સારી (૯૨૨૮૧ ૯૦૭૮૬) અથવા આનંદ ઝોલાપુરા (૯૩૨૮૯ ૪૪૯૭૪)નો સંપર્ક કરવા એસો.ની યાદી જણાવે છે.

## આજે ત્રીજી વનડે : ભારતની કસોટી

### રોહિતના સ્થાને તિવારીને તકની ચર્ચા : ઓઝા ફિટ

કોલંબો. તા. ૨૭ (પીટીઆઇ) : આવતી કાલે અહીં રમાનારી ત્રીજી વનડેમાં ભારતીય ટીમ બીજી મેચમાં મળેલી શરમજનક હારની હતાશા ખંખેરીને મેદાનમાં ઉતરશે. સાતત્ય વિહોણા રોહિત શર્માના સ્થાને ૨૬ વર્ષના પ્રતિભાશાળી મનોજ તિવારીના સમાવેશની શકયતા છે.

બંને ટીમોએ હજુ સુધી ૧-૧ મેચ જીતી છે ત્યારે આવતીકાલની મેચ મહત્વની રહેશે. કેપ્ટન મહેન્દ્રસિંહ ધોની સામે સૌથી મોટી પડકારજનક બાબત રોહિત શર્મા અને મનોજ તિવારી બેમાંથી કોઇ એકની પસંદગીને લઈને છે. શર્મા અને તિવારીએ પ્રેકટીશ સત્ર દરમિયાન જોરદાર પ્રેક્ટિસ કરી છે.

શર્માએ આ વર્ષે ૧૦ વનડે મેચોમાં માત્ર ૧૭.૩૩ રનની સરેરાશ સાથે રન બનાવ્યા છે જે ખૂબ જ કંગાળ છે. બીજી બાજુ તિવારી ડિસેમ્બર ૨૦૧૧ બાદથી કોઈપણ મેચમાં રમ્યો નથી.

ટીમનો હિસ્સો રહ્યો હોવા છતાં મનોજ તિવારી વર્ષ ૨૦૦૮માં વનડેમાં એન્ટ્રી કર્યા બાદથી માત્ર છ વનડે મેચોમાં રમ્યો છે. ધોનીએ પોતાની વ્યૂહરચના હજુ સુધી જાહેર કરી નથી. ધોનીનું કહેવું છે કે બીજી વનડે મેચ બાદ મેનેજમેન્ટ સાથે નવી તૈયારી અંગે ચર્ચા થઇ રહી છે. અંતિમ ઇલેવનની પસંદગી કરવામાં આવી નથી. રોહિત અને મનોજે એકબીજાથી આઠ મહિનાના ગાળામાં વનડેમાં એન્ટ્રી કરી હતી. રોહિત શર્મા ૮૨ વનડે મેચ રમી ચૂકયો છે. જ્યારે તિવારી છ વનડે મેચ રમી ચૂકયો છે.

દરમ્યાન ડાબોડી સ્પિનર પ્રજ્ઞાન ઓઝાને ગળાની તકલીફ બાદ ફિટ જાહેર કરી દેવાયો છે. ત્યારે તે પણ અંતિમ ઇલેવનમાં સ્થાન પામી શકે.

## 'પ્રજ્ઞાચક્ષુ' તીરંદાજે વિશ્વ વિક્રમ સ્થાપિત કર્યો

લંડન, તા. ૨૭ (પીટીઆઇ) : આંખમાં સમસ્યા ધરાવતા તીરંદાજ ઈમ ડોંગ-હ્યુને શુક્રવારે લંડન ઓલિમ્પિક્સ ૨૦૧૨નો સૌપ્રથમ વર્લ્ડ રેકર્ડ સ્થાપિત કર્યો હતો, જ્યારે દક્ષિણ કોરિયાએ ટીમ રેકર્ડ તોડ્યો ત્યારે બીજો રેકર્ડ પણ પોતાના નામે કર્યો હતો. પુરુષોના લોર્ડ્સ ક્રિકેટ ગ્રાઉન્ડ ખાતે યોજાયેલા પૂર્વ તૈયારી રાઉન્ડમાં ઈમે ૬૯૯ અંકનો સ્કોર કર્યો હતો અને મે માસમાં સ્થાપિત કરેલા ૬૯૬ અંકના પોતાના રેકર્ડને તોડ્યો કીમ બબમીન અને ઓહ જીન-હ્યેક સાથે મળીને ઈમે મે માસમાં સ્થાપિત કરેલા વિક્રમને ૨૦૮૭ અંક્નો સ્કોર કરીને તોડ્યો હતો. ૨૬ વર્ષીય ઈમ મૂળ ચંગબકનો રહેવાસી છે અને ડાબી આંખની દૃષ્ટિ ગુમાવી બેઠો છે. ઈમની ડાબી આંખની દૃષ્ટિ ૨૦/૨૦૦ છે એટલે કે તેને ડાબી આંખથી જોવા માટે સાધારણ વ્યક્તિ કરતાં ૧૦ ગણું નજીક જવું પડે છે. ચાર વખત વિશ્વવિજેતા અને ચાર વખત એશિયન ગેમ્સમાં સુવર્ણચંદ્રક જીતેલા ઈમે ૨૦૦૪ અને ૨૦૦૮ના ઓલિમ્પિક્સમાં પણ સુવર્ણચંદ્રક જીત્યો હતો. આટલા રેકર્ડ પોતાના નામે હોવા છતાં ઈમના પગ ધરતી પર છે અને શનિવારની ઈવેન્ટ માટે તૈયારી કરી રહ્યો છે. ઈમ કહે છે 'આ હજી પ્રથમ રાઉન્ડ છે, વધુ ઉત્સાહિત થવાની જરૂરત નથી.'

દક્ષિણ કોરિયાના કોચ જેંગ યંગ-સુલે ટીમને સ્પર્ધાને હળવાશથી ન લેતાં વધુ મહેનત કરવાની ચેતવણી આપી હતી. જેંગ કહે છે 'અમે એક દિવસ આરામ કરીને આવતીકાલની તૈયારી શરૂ કરીશું.' જેંગના જોડીદાર કોચ ઓ સીન-ટકે કિમ બબમીનના પ્રદર્શનનાં વખાણ કર્યા હતા. ઓ સીન કહે છે 'કિમના પ્રદર્શનથી આશ્ચર્યચકિત છું. કિમનો આ સૌપ્રથમ ઓલિમ્પિક હોવાથી કિમ ચિંતામાં હશે એવું મને લાગતું હતું, પણ હું ખોટો પડ્યો હતો અને કિમે અભ્યાસમાં પણ કંઈક ખાસ પ્રદર્શન નહોતું કર્યું.'

લોર્ડ્ઝ ખાતે તીરંદાજીની પુરુષોના વ્યકિતગત રેન્કીંગ રાઉન્ડમાં કોરિયાના ખેલાડી ઈમ ડોંગ હ્યુને પોતાનો જ વિશ્વ વિક્રમ તોડયો હતો. આ ૨૬ વર્ષીય તીરંદાજ અંધ જેવો છે અને ટાર્ગેટ પર જુદા જુદા રંગોને લક્ષ્ય બનાવીને તીર ચલાવે છે.

## ભારતીય ખેલાડીઓ નબળા ડ્રેસથી નારાજ !

### ઓલિમ્પિક જેવી સ્પર્ધામાં પણ ખરાબ કિટ કેમ ચાલે ?

લંડન, તા. ૨૭ : ભારતીય ખેલાડીઓ પાસે લંડન ઓલિમ્પિકમાં ઘણા ચંદ્રકની આશા રાખવામાં આવે છે. આ વખતે ભારતના ૮૧ ખેલાડી આ ખેલ મહાકુંભમાં ભાગ લઈ રહ્યા છે. જેમની પાસે દેશવાસીઓને ઘણી આશા છે. પણ લંડનથી ખબર એવા આવ્યા છે કે આપણા ઘણા ખેલાડી તેમને મળેલા ડ્રેસથી ચિંતિત છે અને આ મામલે તેમણે ભારતીય ટીમ મેનેજમેન્ટ સમક્ષ ફરિયાદ પણ નોંધાવી છે. વિશ્વભરના ખેલાડીઓ સામે ભારતના ખેલાડીઓએ પડકાર ઊભો કરવાનો છે. એવી સ્થિતિમાં નબળી કક્ષાની કિટસથી ખેલાડીઓ પરેશાન છે. એક ભારતીય મુક્કેબાજે કહ્યું છે કે, અમને સારા ડ્રેસ નથી મળ્યા. કેટલાક ખેલાડીઓને માપ-સાઈઝ મુજબના ડ્રેસ મળ્યા નથી. બીજીતરફ હોકી ટીમ પણ ખરાબ ડ્રેસથી નારાજ છે. ડ્રેગ ફિલ્કર સંદિપસિંઘના શર્ટસની સિલાઈ નીકળી ગઈ, છતાં તેણે પહેરી રાખ્યું હતું. આવા જ હાલ આર્ચરી ટીમના છે. જો કે જે કંપનીએ ભારતીય ટીમને ડ્રેસ પૂરા પાડ્યા છે તેમણે આ આરોપો નકાર્યા છે.

## ભારતના ટીટી અભિયાનનો આજથી આરંભ થશે

લંડન, તા. ૨૭ (પીટીઆઇ) : ભારતીય ટેબલ ટેનિસના અમુક દિગ્ગજોની ગેરહાજરીમાં ટીમ ટીટી ઇન્ડિયા ઓલિમ્પિકમાં આવતીકાલથી તેના અભિયાનનો આરંભ કરશે ત્યારે સૌમ્યજિત ઘોષ અને અંકિતા દાસ પર સૌની નજર રહેશે. ૧૯ વર્ષનો સૌમ્યજિત અને અંકિતા પહેલીવાર ઓલિમ્પિકમાં ભાગ લઇ રહ્યા છે, ત્યારે બંને પર દબાણ રહેશે. આવતીકાલે સૌમ્યજિત બ્રાઝિલના ગુસ્તાવો સુવોઇ સામે જ્યારે અંકિતા સ્પેનની સારા ટામીટેઝ સામે રમશે.

## ભૂપતિ-બોપન્ના ચંદ્રક જીતી શકે છે : ફેડરર

લંડન, તા. ૨૭ : રોઝર ફેડરરને ભારતીય ટેનિસના પસંદગીના વિવાદ બારામાં તો કાંઈ ખબર નથી, પણ વિશ્વના આ નંબર વન ખેલાડીને વિશ્વાસ છે કે ભારતના મહેશ ભૂપતિ અને રોહન બોપન્ના ઓલિમ્પિકમાં ચંદ્રક જીતી શકે છે. ભૂપતિ અને બોપન્નાને ઓલિમ્પિકમાં સાતમો ક્રમ મળ્યો છે. તેમની પહેલી ટક્કર બેલારૂસના મેકસ મીરની અને એલેકઝાંડર બેરી સામે થશે.

મુંબઇમાં બીએમડબલ્યુની નવી કારના લોન્ચ પ્રસંગે માસ્ટર બ્લાસ્ટર સચિન તેંડુલકર.

### રાજકીય નિમણૂક

**જિલ્લા કોંગ્રેસ લઘુમતી ડિપાર્ટમેન્ટ**

**ભુજ :** કચ્છ જિલ્લા કોંગ્રેસના લઘુમતિ ડિપાર્ટમેન્ટના પ્રમુખ તરીકે લઘુમતિ સમાજના અગ્રણી ભુજના ઉમરભાઈ સમાની સતત ત્રીજી વખત નિમણૂક કરવામાં આવી છે. વ્યવસાયે આર.ટી.ઓ. એજન્ટ તરીકે કામ કરતા ઉમર સમા કોંગ્રેસના પાયેથી કાર્યકર રહ્યા છે. અત્યાર સુધી તેઓ પક્ષમાં વિવિધ પદ ઉપર સેવા આપી ચૂકયા છે.

### સંસ્થા સમાચાર

**ઈન્નરવ્હીલ કલબ માધાપર**

પ્રમુખ | ઉપપ્રમુખ | મંત્રી | ખજાનચી

**માધાપર (તા.ભુજ) :** અહીંની ઈન્નરવ્હીલ કલબના પ્રમુખ પ્રવીણાબેન વી. બુદ્ધભટ્ટી, ઉપપ્રમુખ ફાલ્ગુનીબેન રાઠોડ, મંત્રી જાગૃતિબેન શાહ, ખજાનચી જયશ્રીબેન, આઇએસઓ વસંતબેન, પા.પ્રમુખ રેખાબેન ટાંક તેમજ બોર્ડના સભ્યોની વરણી કરાઇ હતી.

**રઘુવંશી કો.ઓપ. ક્રેડીટ સોસાયટી**

પ્રમુખ | ઉપપ્રમુખ | માનદમંત્રી | ખજાનચી

**ભુજ :** વર્ષ ૨૦૧૨-૧૩ માટે હોદ્દેદારોની વરણી કરવામાં આવી હતી. પ્રમુખ દિલીપ ઠક્કર, ઉ.પ્ર. ઘનશ્યામ આર. ઠક્કર, માનદમંત્રી બંસીલાલ એમ. ઠક્કર તથા ખજાનચી પદે જગદીશ એમ. ઠક્કર વરાયા હતા.

**ઈન્નરવ્હીલ કલબ ઓફ ભુજ**

પ્રમુખ | સેક્રેટરી

૪૩મા વર્ષ ૨૦૧૨-૧૩ માટેના સભ્યોની નીચે પ્રમાણે વરણી કરવામાં આવી છે. આઇ.પી.પી. પંકજબેન વચ્છરાજાની, પ્રમુખ ડો. હંસા દવે, ઉપપ્રમુખ કુ. ઊર્મિલા ઠક્કર, મંત્રી કાજલ ઠક્કર, સહમંત્રી કસ્તૂરબેન વરસાણી, ખજાનચી કમલાબેન વ્યાસ, એઇ.એસ.ઓ. પલ્લવી ઠક્કર અને ચાર કારોબારીના સભ્યો વરાયા છે.

**મહારાવશ્રી વિજયરાજજી સાર્વ. પુસ્તકાલય**

પ્રમુખ | મંત્રી | ઉપપ્રમુખ

**ભુજ :** અહીંની મહારાવશ્રી વિજયરાજજી સાર્વ. પુસ્તકાલયના વર્ષ ૨૦૧૨ માટેની કારોબારીની વરણી કરાઇ હતી. પ્રમુખ તરીકે ઉપેન્દ્રભાઇ ઉપાધ્યાય, ઉપપ્રમુખ પંકજભાઇ વૈશ્નવ, મંત્રી તરીકે હરેશ ધોળકિયા સહિત અન્ય કારોબારી સભ્યોની વરણી કરાઇ હતી. બેઠકમાં મંત્રી શ્રી ધોળકિયાએ વર્ષ દરમ્યાન કરાયેલ પ્રવૃત્તિનો અહેવાલ રજૂ કર્યો હતો.

**કોળી-ઠાકોર વિકાસ મંડળ-રાપર**

**રાપર :** પ્રમુખ મોરારભાઇ ધનાભાઇ ચાવડા, ઉપપ્રમુખ રમેશભાઇ કે. મકવાણા અને વજેરામભાઇ કે. મકવાણા, મંત્રી કિરણ મોહનભાઇ સાંયા, મહામંત્રી દીપેન તુલશીભાઇ ઠાકોર અને પ્રભુભાઇ રામાભાઇ પીરાણા, ખજાનચી દિનેશભાઇ પ્રભુભાઇ ઠાકોર આ ઉપરાંત ૨૧ સભ્યોની કારોબારીમાં વરણી કરવામાં આવી છે.

**વાગડ બે ચોવીસી સ્થા. જૈન સમાજ-માધાપર**

ત્રણ વરસની મુદ્દત માટે સર્વાનુમતે નવા હોદ્દેદારો તથા કારોબારીની રચના કરવામાં આવી હતી. ભાભેરા ચમનલાલ સરૂપચંદ-પ્રમુખ, વોરા હસમુખલાલ ચંદુલાલ-ઉપપ્રમુખ, મહેતા સુરેશ શાંતિલાલ-મંત્રી, ભાભેરા વસંતલાલ સરૂપચંદ-સહમંત્રી, કોરડિયા કમલેશ ચૂનીલાલ-ખજાનચી તથા ૬ કારોબારી સભ્યો વરાયા હતા.

**કોળી-ઠાકોર વિકાસ મંડળ-રાપર**

નીચે મુજબના હોદ્દેદારોની સર્વાનુમતે વરણી કરવામાં આવી છે. પ્રમુખ મોરારભાઇ ધનાભાઇ ચાવડા, ઉપપ્રમુખો રમેશભાઇ કે. મકવાણા અને વજેરામભાઇ કે. મકવાણા, મંત્રી કિરણ મોહનભાઇ સાંયા, મહામંત્રીઓ દીપેન તુલસીભાઇ ઠાકોર અને પ્રભુભાઇ રામાભાઇ પિરાણા, ખજાનચી દિનેશભાઇ પ્રભુભાઇ ઠાકોર ઉપરાંત ૨૧ સભ્યોની કારોબારીમાં વરણી કરવામાં આવી હતી.

**વ્યાપાર**

**શનિવાર, તા. ૨૮-૭-'૧૨ના અંકમાં પ્રસ્તુત છે**

સ્પેન માટે બેલ આઉટ પૅકેજ લીધા પછી પણ કપરાં ચઢાણ
**- ઉલ્લાસ હસમુખલાલ ચિથારિયા**

બચત અને રોકાણ વચ્ચેનો તફાવત નાનો, પણ અસર મોટી
**- અર્ણવ પંડ્યા**

નામી-અનામી વકીલોની વાતો
**- વસંત દલાલ**

**આ ઉપરાંત**
- મુખ્ય પ્રધાન મોદીનો જપાન-પ્રવાસ **- જયંતી દવે**
- બ્લડ ડાયમંડનો મની લૉન્ડરિંગ માટે ઉપયોગ થતો હોવાની શક્યતા **- વિશેષ અહેવાલ**
- શરીર પરનો મેદ ઘટાડવામાં પણ આરામ આપતી કસરત 'હિમોકસી' પદ્ધતિ **- સ્ટાઈલ સ્ટેટમેન્ટ**

-: નકલ માટે સંપર્ક :-
**સર્ક્યુલેશન મૅનેજર**
કચ્છમિત્ર, કચ્છમિત્ર ભવન, ઈન્દ્રાબાઈ પાર્ક નજીક, ભુજ - ૩૭૦ ૦૦૧. ટે. નં. ૨૫૦૬૬૬/ ૨૫૨૦૯૧

**શ્રદ્ધાંજલિ**

સ્વ. ગોયલ વિશનજી રાઘુ ઉર્ફે બુધાભાઇ
સ્વ. તા. ૨૬-૭-૧૨, (ઉ.વ. ૬૧), બગડા, તા. મુંદરા.
આપની અણધારી વિદાય અમારું કાળજું કંપાવી ગઇ. ઈશ્વર આપના આત્માને શાંતિ આપે એ જ પ્રાર્થના.
:: શોકમગ્ન ::
- ગં. સ્વ. ગોયલ રાંભીબેન વિશનજી (પત્ની)
- ગોયલ રામજી રાઘુ (ભાઈ)
- ગોયલ પાંચા રાઘુ (ભાઈ)
- ગોયલ ગોપાલ રામજી (પૌત્ર)
- ગોયલ રાજેશ પાંચા (પૌત્ર)
- ગોયલ રાહુલ પાંચા (પૌત્ર)
- ગોયલ મેહુલ પાંચા (પૌત્ર)

તેમજ સમસ્ત ગોયલ પરિવાર
બગડા, તા. મુંદરા.

**માસીક શ્રધ્ધાંજલિ**

સ્વ. કેવિન નારાણભાઇ ડુંગળીયા
જન્મ: તા.૨૩-૬-૯૦, સ્વ.તા. ૨૮-૬-૧૨
સ્નેહના અખૂટ ઝરણા સમા, સ્મરણો હવે પાંપણો ભીંજવે, નિર્મળ સ્નેહ યાદ કરતા હૈયું ભરાઈ આવે., તારો નિખાલસ અને પરોપકારી સ્વભાવ સર્વે માટેનો સ્નેહ અને મીઠા સંભારણા સદાય તારી યાદ અપાવશે.
નેણબાઇ લાલજીભાઇ ચુંઇયા - નાની-નાના
સ્વ. ખેતબાઇ જીવરાજ ચુંઇયા - નાની-નાના
હિરબાઇ દેવરાજ ચુંઇયા - નાની -નાના
મનોજ, ધર્મેશ, મુકેશ, શૈલેષ - મામા
લક્ષ્મી, પ્રિયા, લક્ષ્મી, આશા - મામી
તથા સમસ્ત ચુંઇયા પરિવાર-ગાંધીધામ

**ભાવાંજલિ**

॥ શ્રી મહાવીરાય નમઃ ॥
પ્રભુવીર શાસનના શિરતાજ, ધર્મ-સંસ્કૃતિ અને રાષ્ટ્રવાદના હિમાયતી, માનવતા અને જીવદયાના મસીહા, લાખો હૃદયના ધબકાર એવા ગીતાર્થ ગુરૂદેવ શ્રી ચન્દ્રશેખર વિ.મ.સાહેબને પ્રથમ વાર્ષિક સ્વર્ગારોહણ તીથી નિમિતે કોટી-કોટી વંદન સહ ભાવાંજલિ.
મહાન શાસન પ્રભાવક શ્રી ચન્દ્રશેખર વિ.મ.સાહેબ
લિ. આપના ચરણ રજ
ચિંતન ચંદુલાલ ખંડોલ | જીગર દેવશીભાઇ ખંડોલ
મીત નવિનચંદ્ર દોશી | ભવ્ય નવિનચંદ્ર દોશી

realpatidar.com

# મુંદરામાં પણ રેલી કાઢી ગાય અને ગૌવંશ હત્યા ડામવા માટે માગણી

મુંદરામાં ગૌવંશ હત્યાના મુદ્દે નીકળેલી રેલીનું દૃશ્ય. (તસવીર : પંકજ પીઠડિયા)

## વિવિધ સંસ્થાઓ દ્વારા મામલતદારને આવેદન અપાયું

મુંદરા, તા. ૨૭ : ગાયોની કતલ થતી હોવાના બનાવના અનુસંધાને અત્રેની વિવિધ ૧૨ સંસ્થાઓએ મુખ્ય માર્ગો ઉપરથી રેલી કાઢીને સ્થાનિક મામલતદાર કચેરીએ જઇ આવેદનપત્ર આપ્યું હતું અને ગૌહત્યા બંધ કરવાની રજૂઆત કરી હતી.

ગૌરક્ષક સેવા સમિતિ આયોજિત રેલી નરસંગજીના મંદિરેથી નીકળી માંડવી ચોક પહોંચી ત્યારે સ્વામીનારાયણ સંપ્રદાયના સંત સ્વામી શાંતાનંદ સરસ્વતી, તપગચ્છ જૈન સંઘના શિલરત્ન સૂરિશ્વરજીના સાધ્વીજી મ.સા.એ સંબોધન કર્યું હતું. જ્યારે રેલીમાં સંખ્યાબંધ બેનરો સાથે અહિંસાપ્રેમીઓએ ભુજના બનાવને સખત શબ્દોમાં વખોડી કાઢ્યો હતો.

રેલીમાં જૈનસંઘની મહિલાઓ, નરેન્દ્રભાઇ જોશી, કિરીટસિંહ જાડેજા, સુરેશભાઇ ઠક્કર, નવીનભાઇ મહેતા, વિનોદભાઇ ફોફલિયા, રાજુભાઇ ચૌહાણ, પ્રણવ જોશી, વિરમભાઇ ગઢવી, ભગવતસિંહ પરમાર, રાજેશ કષ્ટા, શિવજી માલમ, મયૂર કોટક, શાંતિલાલ મહેતા, ભાઇલાલ ચોથાણી, ધનસુખ રાજગોર, ધર્મેન્દ્ર જેશર, વિપુલ કેનિયા, હિંમતભાઇ ગણાત્રા, દિલીપભાઇ ગોર સહિતના આગેવાનો જોડાયા હતા. નગર ઉપરાંત ગ્રામ્ય વિસ્તારના લોકો પણ રેલીમાં જોડાયા હતા. રેલી દરમ્યાન ચુસ્ત પોલીસ બંદોબસ્ત ગોઠવવામાં આવ્યો હતો. વિવિધ આવેદનપત્રમાં ગાય અને ગૌવંશના પ્રાણીઓની હત્યાને કડક હાથે ડામી દેવા અને ભુજના બનાવના તહોમતદારોને સજા કરાવવાની માગણી કરવામાં આવી છે. ઉપરાંત નગરમાં ઠેરઠેર ખડા થયેલા ચીકન હાઉસને બંધ કરાવવાની પણ માગણી તંત્ર સમક્ષ કરવામાં આવી હતી.

અભિનંદન
રામ વણવીરજી રાજપૂત
કીડિયાનગરવાળા
નાયબ મામલતદારશ્રી-નખત્રાણા
નાની વયે આપને આ સ્થાન મેળવવા બદલ અમારી હૃદયની શુભેચ્છા.
રતનશી નરશી ચાવડા
કીડિયાનગર, તા. ભચાઉ

ઝેરોક્ષ મશીન જોઇએ છે
સમિતિના કાર્યાલયના વપરાશ માટે ઝેરોક્ષ મશીનની આવશ્યકતા છે. બ્રાન્ડ નેમ તથા કેપેસિટી સાથેના ભાવો બંધ કવરમાં તા. ૩૧/૭/૧૨ સુધી પહોંચતા કરવા.
સરનામું શ્રી ખેતીવાડી ઉત્પન્ન બજાર સમિતિ
સરદાર પટેલ માર્કેટયાર્ડ, સુરલભિટ્ટ રોડ, ભુજ-કચ્છ

RAKHI GIFT COLLECTION
V MART
SABSE SASTA, SABSE ACHCHA
UPTO 50% OFF** MEGA sale
We Accept Sodexo pass
Gandhidham : Rajkamal-1, Plot No -348, Opp. Icici bank.
Men's Wear • Ladies Wear • Kids' Wear • Accessories • Home Needs
10 States & 59 outlets in 51 cities • Over 4.82 lac sq.ft. shopping area

# માંડવી વિદ્યાર્થી હોસ્ટેલ મીટીંગ અંગે

**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ - નખત્રાણા**
**નો. નં. A/૮૨૮ કચ્છ, તા. ૨૭/૭/૨૦૧૨**

**ન્યાય પરચૂરણ અરજી નં. ૪૧/૧૩/૨૦૧૨**

**નામ :**
(૧) શ્રી ગંગારામ હીરાલાલ સાંખલા, ન્યુ દિલ્હી
(૨) શ્રી માવજીભાઇ કેશરાભાઇ ભગત, ભુજ - કચ્છ
(૩) શ્રી મેઘજીભાઇ જેઠાભાઇ રામજીયાણી, ભેરૈયા - માંડવી
(૪) શ્રી નારણભાઇ ખીમજીભાઇ ચૌહાણ, દુજાપર - માંડવી

## : હુકમ :

**આ ટ્રસ્ટ સબંધે બોલાવવામાં આવેલ તા. ૭/૭/૨૦૧૨ના રોજના એજન્ડા અન્વયે મળનાર તા. ૨૮/૭/૨૦૧૨ની મીટીંગ આથી તા. ૮/૮/૨૦૧૨ સુધી સ્ટે કરવામાં આવે છે.**

**તા. ૨૭/૭/૨૦૧૨** **સહી.**
ઇન/ચાર્જ સંયુકત ચેરિટી કમિશનર
રાજકોટ
(કેમ્પ - અમદાવાદ)

અરજદાર
ધનજીભાઇ રામજીભાઇ ધોળુ
ગામ : વાડા (દુર્ગાપુર)

અરજદારના વકીલ
શ્રી હિતેન એ. મહેતા એડવોકેટ (રાજકોટ)

realpatidar.com

રાપર શહેર રાજપૂત યુવા સંગઠનના હોદ્દેદારોને અભિનંદન

फ़ाईवस्टार® અને पांचतारा®
ફરાળ વડે જ વ્રત ફળે
મોરૈયો - દાણાદાર ઘેંસ, ખીચડી, ખીર માટે
સાબુદાણા - મુલાયમ ખીચડી, સાગો-વડા, ખીર માટે
રાજગરા લોટ- પૂરી-ભાખરી અને શીરા માટે (કકરો)
સીંઘોડા લોટ
મખાણા
સીંઘવ પાવડર
વ્યાપારિક ઓર્ડર - 079-22135829

## Congratulations
## સાંધવ ગામનું ગૌરવ

CA મિકીર લહેરચંદ ખોના
ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ
ગામ : સાંધવ હાલે ગાંધીધામ

આપશ્રીએ ઉપરોકત પદવી હાંસિલ કરી સાંધવ ગામનું અને ખોના પરિવારનું ગૌરવ વધાર્યું છે અને ભવિષ્યમાં આપશ્રી પોતાના વતન, જ્ઞાતિ અને કુટુંબ માટે ગૌરવવંતા કાર્યો કરી અમને અપાવેલ ગૌરવમાં હજી પણ વધારો કરો એવી શુભકામના.

: શુભેચ્છકો :
- ગં. સ્વ. કાન્તાબાઈ આણંદજી હીરજી ખોના પરિવાર-સાંધવ
- શ્રી જેઠાભાઈ લખમશી લોડાયા પરિવાર-નલિયા
- શ્રી કિશોરભાઈ ગોવિંદજી મૈશેરી પરિવાર-સાંધવ
- શ્રી ઝવેરચંદ સાંગણ લોડાયા પરિવાર-નલિયા
- શ્રી મૂલજી ખીંયશી મૈશેરી પરિવાર-લાલા
- શ્રી પદમશી દામજી વિકમશી પરિવાર-રાણપર

## અભિનંદન

શ્રી કપિલ ડી. પાંધી
સદસ્ય, રેલ્વે સલાહકાર સમિતિ, ગાંધીધામ
ઉપરોકત પદે નિમણૂંક થવા બદલ હાર્દિક અભિનંદન.
યુવા સારસ્વત – કચ્છ.

## ગોસ્વામી પરિવારનું ગૌરવ

ગોસ્વામી રિષિપુરી જિતેન્દ્રપુરી
ગામ : ભોજાય, તા. માંડવી હાલે ગાંધીધામ

આપ ડિપ્લોમા એન્જિ. ઈલેકટ્રીકલ્સ ફાઈનલમાં SPI-8.94, CPI-8.37 સાથે કલાસમાં પ્રથમ આવી પરિવાર, સમાજ અને ગામનું ગૌરવ વધારવા બદલ ખૂબ ખૂબ અભિનંદન... શિવ અને કુળદેવી સચ્ચાય માની કૃપા તેમજ પૂ. ગુરૂદેવના આશીર્વાદ સાથે જીવનમાં શૈક્ષણિક ક્ષેત્રે પ્રગતિના શિખરો સર કરો તેવી શુભેચ્છાઓ...

આસાનીથી ગુટખા બીડી, સિગારેટ છોડાવો
૩ દિવસમાં પરિણામ
સોમૈયા હોસ્પિટલ
ઉમીયાનગર, કોલેજ રોડ
નખત્રાણા Mob. 98799 28382

## પાસપોર્ટ ખોવાયેલ છે

તા.૨૫/૭/૧૨ ના મિરઝાપરથી સુખપરની વચ્ચે પિંડોરીયા નયના વિમલ મિરઝાપર, તા.ભુજના નામનો પાસપોર્ટ નં.J9882498 ખોવાયેલ છે. જે કોઈને મળેથી નીચેના નંબર સંપર્ક કરવા વિનંતી. યોગ્ય બદલો આપવામાં આવશે.
અરવિંદભાઈ પિંડોરીયા (કારોબારી ચેરમેન, જી.પં.-કચ્છ)
Mo : 98252 60237

+ મળી શકશે +
રવિવારે સવારે 10 : 00 થી 12 : 00
ડો. મહેશ પટેલ
કેન્સરના નિષ્ણાંત સર્જન
સ્થળ :કચ્છ ઓર્થોસર્જ હોસ્પિટલ અને ટ્રોમા સેન્ટર
ડો. પ્રકાશ ગલાણી, ડો. દિપક સુથાર
કચ્છ મેડીકેર કોમ્પલેક્ષ, અંબાજી મંદિર સામે, હોસ્પિટલ રોડ, ભુજ-કચ્છ.
Ph. (02832) 293465, 225454

મુન્દ્રામાં....
દર રવિવારે સવારે
૧૧-૦૦ થી ૧૨-૦૦ મળશે.
ડો. અતુલ મોડેસરા
(M.S. Ophth) આંખના સર્જન
આંખના તમામ રોગોનું નિદાન સારવાર
કારવાઁ ને મુસ્તફા હોસ્પિટલ
જુમ્મા મસ્જિદ પાસે, મુન્દ્રા
ફોન : ૦૨૮૩૮-૨૨૩૭૦૮

FLAT 40% OFF
SALE
K-LOUNGE
T&C Apply* VAT Applicable*
KILLER easies LAWMAN Pg3 Integriti
Gandhidham : Shop No. C-64, Near Mulchand Ramavtar, Main Market. Ph. 226679. Bhuj : Shop No. 4/5-Royal Plaza Complex, Mirzapar Highway, Lalan College Road, Near Cargo Honda. Ph. 227411.

મોટાપણું
Start with ABC
Asian Bariatrics & Cosmetics
અમારી સુવિધાઓ તમારા માટે / અમારા દર્દીઓ માટે :
અમે સારવાર આપીએ છીએ :
- Intra Gastric Balloon
- Laparoscopic Sleeve Gastrectomy
- Laparoscopic Gastric Bypass
- Scarless Weight Loss Surgery
ઓપરેશન પછી પણ ડાયેટિશિયન અને ડોકટર દ્વારા સતત સંપર્ક
તમારા ડૉક્ટર :
ડૉ. મનિષ ખૈતાન
Bariatric & GI Surgeon
વધુ માહિતી માટે સંપર્ક કરો :
079-66069999 / 91
ASIAN BARIATRICS & COSMETICS
ASIAN BARIATRICS & COSMETICS
1st Floor, Silver Point, Nr. Patel Park, Stadium Circle, Navrangpura, Ahmedabad.
E-mail : khaitanmanish@asianbariatrics.com
Web : www.asianbariatrics.com

## પ. પૂ. ગુરુમૈયાને ભાવાંજલિ

જૈન ધર્મના પ્રખર વિદ્વાન-ધર્મ-સંસ્કૃતિ-રાષ્ટ્રવાદના હિમાયતી-માનવતા અને જીવદયાના મસીહા-યુવા હૃદય સમ્રાટ અમારા જીવનના ''આદર્શ'' પૂજ્ય ગુરુમાને પ્રથમ સ્વર્ગારોહણ તિથિ નિમિત્તે કોટિ કોટિ વંદન સહ ભાવાંજલિ.

આજથી બરાબર એક વર્ષ અગાઉ ૧૨-૪૯ના મધ્યાહ્ન સમયે ''ઓગસ્ટ ક્રાંતિ''ના દિવસે જૈન શાસનના પ્રભાવક ''સાવજ'' જેવા ક્રાંતિકારી સૂર્યનું અસ્ત થવું આઘાતજનક લાગેલ... આપના જ એક પુસ્તકમાં આપે વ્યક્ત કરેલ અભિલાષા મુજબ વર્તમાન જિંદગીના વર્ષો જૈન શાસનના અનેકવિધ કાર્યો કરવા માટે ઓછા પડેલા છે, એટલે પુનઃ મનુષ્ય ભવની ઈચ્છા મુજબ ફરી અનેકગણી ઊર્જાશક્તિ સહિત પધારી બાલસંયમ ગ્રહી વિશ્વ કલ્યાણના અનેક કાર્યો દ્વારા ''વિશ્વસંત''ની ઉપાધિ મેળવી પરમપદને પ્રાપ્ત કરો તેવી પ્રભુપ્રાર્થના સહ અશ્રુભરી ભાવાંજલિ.

''દૂર તમે ના રહેશો ગુરુજી, રહેજો મારા હૈયામાં
કોણે જાણ્યું ક્યારે આવે આંધી દિલના દરિયામાં''

લિ. આપનો જ ચરણરજ રેણુ
મહેતા મહેન્દ્ર સાકરચંદ ઘેલાભાઈ પરિવારની અશ્રુભરી ભાવાંજલિ
ભુજોડી - ભુજ - વડોદરા

પૂજ્યપાદ પંન્યાસ પ્રવર
શ્રી ચન્દ્રશેખર વિજયજી મ. સાહેબ
સ્વર્ગવાસ : શ્રાવણ સુદ-૧૦, સોમવાર
તા. ૮-૮-૧૧, આંબાવાડી-અમદાવાદ

AISHWARYA®
SAREES | LEHENGAS | SUITS
Going On
ANNUAL SALE
upto 50% off
ONLY AT :
ISKCON CIRCLE, S. G. HIGHWAY, AHMEDABAD, GUJARAT
Call : +91 99255 26666
Email : infoamd@aishwarya.cc Shop Online : www.aishwaryadesignstudio.com

## હાર્દિક અભિનંદન

કોમ્પ્યુટર એન્જિનીયર
સાગર શૈલેશ બ્રહ્મક્ષત્રિય
આપશ્રીને B.E. Computerની ગૌરવપ્રદ ડિગ્રી પ્રાપ્ત કરવા બદલ અભિનંદન.
- શીલાબેન વિનેશચંદ્ર મહેતા
- કિંજલ ફૂટવેર તથા ઠાકર મંદિર સેવા સમિતિ-નખત્રાણા

## હાર્દિક અભિનંદન

CA હર્ષ શૈલેષભાઈ સલાટ
અમારા કુળદેવી શ્રી ખોડીયાર માતા તથા ઈષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાન તથા ગુરૂદેવ શ્રી ધ્યાની સ્વામીની અસીમ કૃપાથી C.A ફાઈનલમાં ઉત્તિર્ણ થવા બદલ ખૂબ ખૂબ અભિનંદન.. ઉત્તરોત્તર કારકિર્દી ક્ષેત્રે પ્રગતિ કરો તેવા અંતરનાં આશિષ..

શુભેચ્છક
દમયંતીબેન- મણીલાલ સલાટ (દાદી-દાદા)
હિનાબેન- શૈલેષભાઈ સલાટ (મમ્મી-પપ્પા)
દર્શનાબેન- યોગેશભાઈ સલાટ (કાકી-કાકા)
બંસરીબેન- નીલેશભાઈ સલાટ (કાકી-કાકા)
જયેશભાઈ સલાટ (કાકા)
કુસુમબેન- મનસુખલાલ સલાટ (ફઈ-ફુવા)
આશાબેન- રસીકલાલ વાસાણી (ફઈ-ફુવા)
દક્ષાબેન- મનીષકુમાર ટાંક (ફઈ-ફુવા)
રીન્કુ, પુજા, પંકિત, રીપ્સા,
કેનીલ, હાર્દી, અભિષેક (ભાઈ-બહેન)

॥શ્રી મહાવીરાય નમઃ॥ ॥ પ.પૂ. ગચ્છાધિપતિ દેવજીસ્વામી નમઃ॥

## શ્રી આઠ કોટી મોટી પક્ષ સ્થાનકવાસી જૈન સંઘ, ભુજ
### ના ઉપક્રમે ભુજ-પાટનગર મધ્યે જન્મ જયંતિનો અમૃત મહોત્સવ

પ.પૂ.જયાબાઈ સ્વામી

શ્રી આઠ કોટી મોટી પક્ષ સંપ્રદાયના પ.પૂ. આચાર્ય ગુરૂદેવશ્રી છોટાલાલજી સ્વામી તથા પ્રવર્તિની પ.પૂ. ગુરૂણીશ્રી મણીબાઈ સ્વામીનાં સુશિષ્યા. પ્રખર વકતા કવિયત્રી, શ્રમણીવૃંદ શિરોમણી પ.પૂ. ગુરૂણીમૈયા જયાબાઈ સ્વામીનો તા.૨૯/૭/૨૦૧૨ ને રવિવારનાં ૭૫મી જન્મ જયંતિનો અમૃત મહોત્સવ તપ, ત્યાગ અને આરાધનાથી ઉજવાશે.

- જન્મ તારીખઃ ૧૧/૮/૩૮, સં.૧૯૯૪/ જન્મ ભુમિ-રાયણ-કચ્છ.
- દીક્ષા જયંતિઃ સં.૨૦૧૧, માગસર સુદ ૧૦ ને રવિવાર, દીક્ષા સ્થળઃ બીદડા (કચ્છ)
- અભ્યાસઃ સંસ્કૃત, પ્રાકૃત, આગમો ૧૧ કંઠસ્થ, ૭૫ થોકડા
- વિચરણ ક્ષેત્રઃ- કચ્છ, ગુજરાત, બનાસકાંઠા, ખાનદેશ, ઝાલાવાડ, મુંબઈ, મહારાષ્ટ્ર
- ગુરૂ બ્હેનોઃ ૪, શિષ્યાઓ પ્રશિષ્યાઓ આદીઃ- ૧૪,
- પુસ્તકો પ્રકાશિત કર્યાઃ મધુર ગીતાંજલી. જયાઝરણા, જયા સુધારસ, જયા સૌરભ, જયા ઝલક, પરમાત્મા પરિમલ, કલ્યાણની કુચી-સ્વર્ગની સીડી

અઠ્ઠમ તપ આરાધનાના પારણાઃ- સવારે ૭ઃ૧૫ કલાકે
જન્મદિનનો અભિવાદન સમારોહ :-સવારે ૯ઃ૦૦ થી ૧૦ઃ૧૫

નિમંત્રક :
વિનોદભાઈ ત્રિભોવન મહેતા-પ્રમુખશ્રી
સતીષભાઈ રાયચંદ ઝોટા- મંત્રીશ્રી

સૌજન્ય :
માતૃશ્રી લક્ષ્મીબેન દામજીભાઈ ગાલા,ગામઃ ગુંદાલા
માતૃશ્રી ઉષાબેન હરેશભાઈ શાહ, જોરાવરનગર

રોકાણ અને રહેઠાણ બન્ને માટે ઉત્તમ
અક્ષર પાર્ક
મસ્કા ગામમાં, તદન રોડટચ, રાજગોર કન્યા છાત્રાલયની બાજુમાં, સર્વે નં. ૨૨૫.
એન્કરવાલા હોસ્પિટલ, મામલતદાર કચેરી, રજીસ્ટ્રાર ઓફિસ, આઈ.ટી.આઈ. કોલેજ તાલુકા બી.આર.સી ભવન તથા સાયન્સ કોલેજ છે. એવા વિકસીત મસ્કા ગામમાં...
આકર્ષક ગેટ, સિક્યોરિટી કેબીન-રસ્તા-પાણી-સ્ટ્રીટ લાઈટ-ડ્રેનેજ-પાર્ટી પ્લોટ કલ્ચરલ એકિટવિટી સ્ટેજ તથા ગાર્ડનીંગ સાથેની માંડવી તાલુકાની પ્રથમ હાઈ-ફાઈ સોસાયટી
N.A. થયેલ પ્લોટ, તા. ૩૧-૭-૨૦૧૨ સુધી કરાવનારને વિશેષ ઓફર...
માર્ગદર્શન અને બુકીંગ-મસ્કા- શ્રી મહેશ આર. મોતા શ્રી ઝીલ કમલેશ મોતા
Mob. 98796 67164 Mob. 98257 67360

# શ્રદ્ધાંજલિ

## સ્વ. શ્રી બહાદુરસિંહ ભુરાજી જાડેજા-ઉ. વ. ૬૮
### માજી પ્રમુખ, ભચાઉ નગરપાલિકા - સ્વ. તા. ૨૭-૦૭-૨૦૧૨ - ભચાઉ

ભચાઉ નગર અને તાલુકાની પ્રજા, ખેડૂતો માટે જીવનપર્યંત કાર્યરત, ધર્મમય પ્રવૃત્તિની સુવાસ છોડી જનાર એવા પરિવારના વડીલ, રાહબર આપની વિદાય ભુલાશે નહીં. વિશાળ વડલારૂપી પરિવારનું હિત સદાય યાદ રહેશે. પરમકૃપાળુ પરમાત્મા આપના દિવ્ય આત્માને પરમ શાંતિ અર્પે એવી પ્રાર્થના... અને આપના તરફથી દરિદ્ર અને દર્દીઓ માટેની સેવાકીય પ્રવૃત્તિની સુવાસ સદાય વહેતી રહે...

: શોકમગ્ન :
- રણજિતસિંહ ભુરાજી જાડેજા-મોટા ભાઈ
- સ્વ. કેશુભા ભુરાજી જાડેજા પૂર્વ પ્રમુખ, ભચાઉ તાલુકા પંચાયત
- સ્વ. જોરુભા ભુરાજી જાડેજા-મોટા ભાઈ
- વીરેન્દ્રસિંહ બહાદુરસિંહ જાડેજા-પુત્ર (શાસક પક્ષના નેતા, ભચાઉ નગરપાલિકા)
- મહાવીરસિંહ બહાદુરસિંહ જાડેજા-પુત્ર (મહામંત્રી, ભચાઉ શહેર કિસાન મોરચો)
- ધર્મેન્દ્રસિંહ બહાદુરસિંહ જાડેજા-પુત્ર (પ્રમુખ, ભચાઉ તાલુકા પંચાયત)
- કુલદીપસિંહ વીરેન્દ્રસિંહ જાડેજા-પૌત્ર (પ્રમુખ, ભચાઉ શહેર ક્ષત્રિય યુવા સભા)
- જયદીપસિંહ વીરેન્દ્રસિંહ જાડેજા-પૌત્ર
- હરદીપસિંહ વીરેન્દ્રસિંહ જાડેજા-પૌત્ર
- ઓમદેવસિંહ મહાવીરસિંહ જાડેજા-પૌત્ર
- પ્રતિપાલસિંહ ધર્મેન્દ્રસિંહ જાડેજા-પૌત્ર
- ધ્રુવપાલસિંહ ધર્મેન્દ્રસિંહ જાડેજા-પૌત્ર
- વનરાજસિંહ રણજિતસિંહ જાડેજા-ભત્રીજા (પ્રમુખ, કચ્છ જિલ્લા રાજપૂત (ક્ષત્રિય) યુવા સંઘ)
- કીર્તિસિંહ રણજિતસિંહ જાડેજા-ભત્રીજા
- જયરાજસિંહ રણજિતસિંહ જાડેજા-ભત્રીજા
- ભરતસિંહ રણજિતસિંહ જાડેજા-ભત્રીજા (પ્રમુખ, ભચાઉ શહેર ભાજપ)
- મોહનસિંહ કેશુભા જાડેજા-ભત્રીજા
- પ્રવીણસિંહ કેશુભા જાડેજા-ભત્રીજા
- કનકસિંહ કેશુભા જાડેજા-ભત્રીજા
- સ્વ. બળવંતસિંહ જોરુભા જાડેજા-ભત્રીજા
- વિક્રમસિંહ જોરુભા જાડેજા-ભત્રીજા
- પ્રતાપસિંહ વનરાજસિંહ જાડેજા
- રાજેન્દ્રસિંહ વનરાજસિંહ જાડેજા
- નિર્મલસિંહ કીર્તિસિંહ જાડેજા
- સૂર્યદેવસિંહ જયરાજસિંહ જાડેજા
- સંદીપસિંહ ભરતસિંહ જાડેજા
- રવીન્દ્રસિંહ મોહનસિંહ જાડેજા
- અર્જુનસિંહ પ્રવીણસિંહ જાડેજા
- જયપાલસિંહ બળવંતસિંહ જાડેજા
- હરપાલસિંહ વિક્રમસિંહ જાડેજા

તથા સમસ્ત ભુરાજી જગતસિંહ જાડેજા પરિવાર-ભચાઉ

નોંધ : લૌકિક વ્યવહાર તેમના નિવાસસ્થાન દરબારગઢ, ભચાઉ ખાતે.

મનસુખ ક્રે. ૬૬૬૨, ભચાઉ-98254 89378, 02837-223711

realpatidar.com